# પ્રકાશકનું પ્રાક્કથન

શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના સને ૧૯૬૪ના વાર્ષિક ગ્રાહકોને ભેટ આપવાને માટે આ ગ્રન્થ પ્રગટ કરવામાં આવે છે. ' સિરિમાઈ સમરાઇચ્ચ-કહા ' પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીએ અનેક સ્થળે પ્રવચન દરમ્યાન વાંચેલ. એમાંના થોડાંક પ્રવચનોનું સારભૂત અવતરણ વર્ષો અગાઉ શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકમાં પ્રગટ કરાયું હતું. એમાંથી, ' ભૂમિકા ' માત્રને લગતાં અવતરણોનો જ. સંગ્રહ કરીને, ' પહેલા ભાગ ' તરીકે એ સંગ્રહ પ્રગટ કરાય છે.

આમાં, શરૂઆતમાં, સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આરાધ્યપાદ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાનો આછો પણ આકર્ષક પરિચય અપાયો છે. શ્રી જૈન શાસન એમને કેવા સંયોગોમાં મળ્યું અને એમના જેવા મહા પ્રભાવક મહાત્મા શ્રી જૈન શાસનને શી રીતિએ મળ્યા, એનું વર્ણન આપણને ઘણા ઘણા બોધપાઠ પૂરા પાડે છે.

આ પછી, મંગલાચરણની સ્તુતિઓનું વર્ણન આવે છે. એમાંથી આપણને અનન્તઉપકારી ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો અતિશય આછો છતાં અતિશય શ્રદ્ધાભાવ જન્માવે એવો પરિચય પ્રાપ્ત થાય છે. મોહોદયના યોગે જ સંભવિત છતાં વિવેકપૂર્વકની પ્રવૃત્તિને મોહાધીન પણે કરાયેલી પ્રવૃત્તિ તરીકે માનવાની ભૂલ ન થાય એ માટે પણ એમાં સુંદર સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. પ્રશસ્ત સ્થાને ઉપયુક્ત થયેલાં દ્રવ્યો કેવાં પ્રશસ્તભાવજનક બને છે, એ પણ ' સુરપુષ્પવૃષ્ટિ ' ની વાતમાં શ્રી પેથડ શાના ઉદાહરણપૂર્વક સમજાવાયું છે.

આ પછી, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓની વાત આવે છે. સાંભળવા યોગ્ય સાંભળવું, પ્રશંસવા યોગ્યની પ્રશંસા કરવી,

તજવા યોગ્યનો ત્યાગ કરવો અને આચરવા યોગ્યને આચરવું-એમ કહીને, સાંભળવા યોગ્ય શું શું છે, પ્રશંસવા યોગ્ય શું શું છે, તજવા યોગ્ય શું શું છે અને આચરવા યોગ્ય શું શું છે-એ ટૂંકમાં પણ ઘણી જ સરળ અને સ્પષ્ટ રીતિએ દર્શાવવામાં આવ્યું છે.

આ પછી, કથાવરતુના ત્રણ પ્રકારો બતાવીને, કથાઓના ચાર પ્રકાર બતાવવામાં આવ્યા છે અને એ ચારેય પ્રકારની કથાઓના સ્વરૂપને વર્ણવીને, કેવા કેવા મનોભાવવાળા શ્રોતાઓ તે તે પ્રકારની કથામાં આસક્ત બને છે એ બતાવી, તે તે કથાઓની આસક્તિ કેવું કેવું પરિણામ નીપજાવે છે એ દર્શાવ્યું છે. કલ્યાણના કામી આત્માઓએ અર્થકથા, કામકથા અને સંકીર્ણકથામાં રહેલી પોતાની આસક્તિને ટાળીને એક માત્ર ધર્મકથાની જ આસક્તિ કેળવવી જોઈએ, એ વાત વિસ્તારથી વર્ણવવામાં આવી છે.

આ પછીથી, આ સમરાદિત્ય-કહા એ કયા પ્રકારની કથા છે એ દર્શાવીને આ કથાની ઉત્પત્તિ કેમ થઈ એ વર્ણવાયું છે. તે સાથે શાસનની આરાધનાથી અને શાસનની વિરાધનાથી નીપજતા પરિણામેનો પણ ખ્યાલ આપવામાં આવ્યો છે; તેમજ આ કથાના શ્રવણાદિ દ્વારા સંવેગ પામવાનું સૂચન પણ કરાયું છે.

આમ આ ભૂમિકામાં ઘણી ઘણી વસ્તુઓનો સમાવેશ કરાયો છે, કે જે સાચા કલ્યાણના અર્થિઓને પરમ માર્ગદર્શન દેનારો છે.

શ્રી૦

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।

# सिरिमइ समराइच्चकहा

રચયિતા .

સમર્થ શાસ્ત્રકાર, સુવિહિતશિરોમણિ

આરાધ્યપાદ આચાર્યભગવાન શ્રીમદ્

## હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ

પ્રવચનકાર :

પૂ પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાન-વાચસ્પતિ

આચાર્યદેવ શ્રીમદ્

## વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

## પહેલો ભાગ-ભૂમિકા

## (૧) ચરિતકાર મહાત્માની ટૂંકમાં પિછાન :

## શ્રી હરિભદ્ર પુરોહિત પોતાની કયી યોગ્યતાના બળે અને કેવી સામગ્રીના યોગે શ્રી જિનશાસનને પામ્યા !

**पणमह विजिअसुदुज्जय-निज्जिअसुरमणुअ-विसमसरपसरं ।
तिहुअणमङ्गलनिलयं, वसहगइगयं जिणं उसहं ॥ १ ॥**

**વૈરાગ્યોત્પાદક કથા :**

આજથી અહીં ' ભાવનાધિકાર ' તરીકેના બીજા વ્યાખ્યાન માટે, ભવ્ય સત્ત્વોના અન્તઃકરણમાં સંવેગભાવને પેદા કરવામાં સુસમર્થ એવી " सिरिमिह समराइच्चकहा " નામની ધર્મકથાને વાંચવાનું શરૂ કરવામાં આવે છે. શ્રી જૈન સંઘમાં, શ્રી સમરાદિત્ય–ચરિત્રના નામથી અગર તો શ્રી સમરાદિત્ય રાસના નામથી, ઘણાઓ સુપરિચિત છે. શ્રી જૈન શાસનની એકે એક રચના, આત્મામાં વૈરાગ્યભાવને પેદા કરવાને માટે છે. વિષય અને કષાય રૂપ સંસારના રસમાં આસક્ત બનેલો આત્મા, સંસારની અસારતાને સમજે; સંસારની અસારતાને સમજીને સંસારથી ઉદ્વિગ્ન બને; સંસાર પ્રત્યે વિરાગભાવને પામીને પોતાના આત્માને સંસારથી સર્વથા મુક્ત બનાવી દેવાની ભાવનાવાળો બને; પોતાના આત્માને સંસારથી સર્વથા મુક્ત બનાવી દેવાની ભાવનાવાળો બનીને આત્માને સર્વથા મુક્ત બનાવવાના ઉપાયને શોધનારો બને; આત્માને સંસારથી સર્વથા મુક્ત બનાવવાના ઉપાયને શોધતો તે ભગવાન શ્રી

જિનેશ્વરદેવોએ બતાવેલા સંસારમુક્તિના એક માત્ર સાચા ઉપાયને જાણે; ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલા સંસારમુક્તિના એક માત્ર સાચા ઉપાયને જાણીને એ જ એક ઉપાયમાં શ્રદ્ધાવાળો બને; અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ બતાવેલા સંસારમુક્તિના એક માત્ર સાચા ઉપાયમાં શ્રદ્ધાવાળો બનીને, એ જ એક ઉપાયના આરાધનમાં તત્પર બને; એ જ એક પવિત્ર અને સર્વકલ્યાણકારી હેતુથી મનની, વચનની અને કાયાની પ્રવૃત્તિ કરવાનું, કરાવવાનું તથા તેની અનુમોદના કરવાનું શ્રી જૈન શાસનમાં વિધાન છે. આ કારણે, શ્રી જૈન શાસનના મર્મને પામેલા પુણ્યાત્માઓએ રચેલી નાની-મોટી સઘળી જ કથાઓ પણ, વાંચનાર અને સાંભળનારના અન્તઃકરણમાં વૈરાગ્યભાવને પેદા કરનારી તથા વૈરાગ્યભાવને પુષ્ટ બનાવનારી હોય, તે સ્વાભાવિક છે. આમ છતાં પણ, મહાત્મા શ્રી સમરાદિત્યની આ કથાને માટે એવી પ્રસિદ્ધિ વિશેષપણે છે. આ કથાને અને આ કથાની ગુંથણીને જોતાં લાગે છે કે-આ કથાને માટેની એવી પ્રસિદ્ધિ પણ વાસ્તવિક જ છે અને તે એ છે કે-આ કથામાં વૈરાગ્યને પેદા કરવાનું અદ્ભુત સામર્થ્ય છે. આ કથાની રચના રાસ રૂપે પણ કરાએલી છે. રાસકાર મુનિવર શ્રી પદ્મવિજયજી મહારાજા પણ ફરમાવે છે કે-

"સાંભળી હોયે પરમ વૈરાગ,
તિણે એ સમરાદિત્યનો લાગ;
નવ ભવ બિહુનો જિમ સંજોગ,
તિમ ભાખું તુમ્હે સુણો ભવિલોગ."

આમ આ કથા વૈરાગ્યને પેદા કરવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવે છે અને તેનું કારણ એ પણ છે કે–આ કથામાં આરાધક તથા વિરાધક એ બન્નેનું ચિત્ર-વિચિત્ર ચરિત્ર વર્ણવાએલું છે. વિરાધક આત્મા એક નહિ જેવા નિમિત્તને પામીને પરમ વૈરભાવને વશ બની ગયો છે, ત્યારે એની સામે આરાધક આત્મા કોઈ અનુપમ સમતાભાવથી વર્તે છે. આમ, વૈર એકપક્ષીય હોવા છતાં પણ, એવા એકપક્ષીય વૈરના યોગે પણ વિરાધક આત્મા અને આરાધક આત્મા કેવી કેવી વિડમ્બનાઓના પ્રસંગોમાં મૂકાય છે અને એ વિડમ્બનાઓમાં પણ પોતાના ઉપશમભાવને જાળવતો આત્મા કેવી કેવી રીતિએ પોતાની સુન્દર પ્રગતિને સાધે છે, એનો આબેહુબ ચિતાર આ કથામાં છે. ઉપશમભાવના અર્થી આત્માઓએ તો, આ કથાને જાણીને, આ કથાના વિવિધ પ્રસંગોનું વારંવાર ચિન્તન અને મનન કરવા જેવું છે. રાસકાર મહાત્મા ફરમાવે છે કે–

"અપરાધી નર ઉપરેય, ધરીયે નહીં કાંઈ ક્રોધ;
તિણે એ સમરાદિત્ય તણું, ચરિત્ર સુણો શુભ બોધ."

અંતમાં પણ એ મહાત્મા ફરમાવે છે કે–

"સમરાદિત્ય ગયા શિવપુરમાં,
બીજાતે સંસાર રે;

તિણે ગુણિજન ઉપરે નવિ મત્સર,
કીજે ગુણી અધિકાર રે.

"એક પક્ખે વયરે દુઃખ પામ્યો,
બિહુ પક્ખની શી વાત રે?
વળી અજ્ઞાન કષ્ટ દુઃખ પામે,
એ દૃષ્ટાન્ત પણ ખ્યાત રે."

**વૈરભાવની ભયંકરતા :**

આ કથામાં, શ્રી ગુણસેનના આત્માના અને અગ્નિશર્માના આત્માના દેવ-નારકના ભવોને ન ગણીએ તો, નવ ભવોનું વર્ણન કરાએલું છે અને એ નવેય ભવોમાં એ બન્ને આત્માઓનો યોગ થયેલો છે. શ્રી ગુણસેન અને અગ્નિશર્માના ભવથી એ યોગની શરૂઆત થાય છે. શ્રી ગુણસેન અને અગ્નિશર્મા તરીકેના ભવમાં, અગ્નિશર્માના અન્તરમાં શ્રી ગુણસેન પ્રત્યે વૈરભાવ પેદા થાય છે અને પછી તેની પરંપરા ચાલે છે. શ્રી ગુણસેન ક્રમે કરીને શ્રી સમરાદિત્યના ભવમાં કેવલજ્ઞાનને પામીને આયુષ્યને અન્તે શ્રી સિદ્ધિપદને પામે છે, જ્યારે અગ્નિશર્માને માટે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-તે અનંત સંસારમાં રૂલનારો બને છે. અગ્નિશર્માનો આત્મા, શ્રી ગુણસેનના આત્માની સાથેના યોગ દરમ્યાન પણ, પોતાની વૈરવૃત્તિના પ્રતાપે એક પછી બીજી એમ સાતેય નરકોમાં મુસાફરી કરી આવે છે. વૈરભાવ, એ કેટલી બધી ભયંકર વસ્તુ છે? કદી કોઈનાય પ્રત્યે વૈરવાળા બનવું નહિ અને કદાચ કોઈ પ્રત્યે વૈરભાવ પેદા થઈ જાય તો પણ, જેમ બને તેમ તરત જ ક્ષમાભાવને પામીને વૈરભાવને વોસરાવી દેવો, કે જેથી એની પરંપરા

ચાલે નહિ. વૈરભાવને પ્રગટવા દેવો નહિ, વૈરભાવ પ્રગટી જ જાય તો તેને ટકવા દેવો નહિ અને વૈરભાવ ટકી જ જાય તો પણ વર્ષના અન્ત પહેલાં પહેલાં તો તેને અવશ્યમેવ વોસરાવી દેવો જોઇએ. કષાયના કોઈ તેવા જોરથી વર્ષને અન્તે પણ જો વૈરભાવ ન જાય, તો વૈરભાવને કમથી કમ મૃત્યુ પહેલાં તો અવશ્ય વોસરાવી દેવો જોઇએ અને આલોચનાદિથી પોતાના આત્માને શુદ્ધ બનાવી દેવો જોઇએ. ઉપકારિઓ ફરમાવે છે કે–વૈરભાવ ક્રમે કરીને સઘળા જ ગુણોનો ઘાતક બની જાય છે. ગમે તેવા સાચા કે ખોટા નિમિત્તથી ઉત્પન્ન થવા પામેલો વૈરભાવ, જો નિઃશેષ નથી બનતો અને ટકી જાય છે, તો તે પોતાના આત્માના સર્વવિરતિગુણનો, દેશવિરતિગુણનો અને સમ્યક્ત્વગુણનો પણ ઘાત કરીને, પોતાના આત્માને મિથ્યાત્વાદિથી પીડાતો બનાવી મૂકે છે. આ તો પોતાના આત્મામાં પ્રગટેલા વૈરભાવની વાત થઈ, પણ આપણા પ્રત્યે અન્ય કોઈ આત્મામાં વૈરભાવ પેદા થયો છે–એવું જો આપણને જણાય, તો પણ એ વિષે જરાય બેદરકાર નહિ રહેતાં, તેને ઉપશમ પમાડવાને માટે જેટલુ શકય હોય તેટલુ કરી છૂટવું જોઇએ. આપણામાં વૈરભાવ ન હોય, પણ સામામાં જો આપણા પ્રત્યે વૈરભાવ હોય તો તે પણ આપણને આરાધનાદિમાં અનેક પ્રકારે વિક્ષેપકારક નીવડે એ બનવાજોગ છે. સામાના એવા વિક્ષેપને કારણે જો કોઈ વખતે આપણે આપણા વિવેકને ગુમાવી બેસીએ અને કષાયવશ બની જઇએ, તો આપણે

આપણી આરાધનાને ચૂકી જઈએ અને પછી તો પરસ્પરના વૈરની પરંપરાઓ ચાલે, એ પણ શક્ય છે. વૈરભાવ વિરાગભાવનો નાશક બને છે. વૈરાગ્યને પામવાને માટે અને પ્રાપ્ત વૈરાગ્યને ટકાવવાને માટે પણ વૈરભાવથી અળગા રહેવું જોઈએ. જ્યાં વૈરભાવ હોય છે, ત્યાં મૈત્રીભાવના પણ ટકી શકતી નથી, પ્રમોદભાવના પણ ટકી શકતી નથી અને કારૂણ્યભાવના પણ ટકી શકતી નથી તેમ જ માધ્યસ્થ્યભાવને પણ અવકાશ રહેતો નથી. આવા વૈરભાવના ફળને દર્શાવતી આ કથા, વૈરાગ્યને પમાડવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવનારી હોય, તે સ્વાભાવિક જ છે.

આ ગ્રન્થના રચયિતા :

પરમ ઉપકારી, સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કરેલી આ કથાગ્રન્થની રચનાના કારણને અંગે પણ, રાસકાર મહાત્મા ફરમાવે છે કે–

" શ્રી હરીભદ્રસૂરીશ્વરે, ચૌદશેં ચઉઆલીશ;
ગ્રન્થ આલોયણમાં ગ્રહ્યા, જગમાં અહોત જગીશ.
પ્રથમ ગ્રન્થ પ્રારંભીઓ, ક્રોધનિરાસને કામ;
એહ ગુરૂ-આમ્નાય છે, સમતાસંગ સુઠામ."

આમ્નાય એવો છે કે-આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાને બૌદ્ધોની સાથે ઘણી ભયંકર અથડામણ થવા પામી હતી અને બૌદ્ધોએ કરેલા અત્યાચારોથી તેઓશ્રીનું મન અત્યંત સંતપ્ત બની જતાં,

બૌદ્ધો પ્રત્યેના આવેશમાં તેઓશ્રીએ ઘણા ઉગ્ર ઉપાયો યોજ્યા હતા. એ પછીથી, એ મહાપુરૂષે, પોતાના મનને કષાયથી વાર્યું હતું અને પોતાના ક્રોધને નિવારીને સમતાના સંગમાં સુસ્થિત બનવાને માટે એ મહાપુરૂષે જે ગ્રન્થોની રચનાઓ કરી હતી, તેમાં સૌથી પહેલાં આ કથા-ગ્રન્થની રચના કરી હતી. આ વાતને લક્ષ્યમાં લેતાં પણ સમજી શકાય કે–આ ગ્રન્થ વૈરનિવારણમાં અને એથી વૈરાગ્યને પેદા કરવામાં અદ્દ્ભુત સહાય કરે એવો જ હોવો જોઈએ. વળી, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, પૂર્વધર મહાત્માઓની પછીના કાળમાં પણ તેની નજદીકના સમયમાં થયા હતા તેમ જ એ તારકનો જ્ઞાના-વરણીય કર્મનો ક્ષયોપશમ પણ અસાધારણ કોટિનો હતો. આથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના મર્મને પામીને, તેઓ અસાધારણ કોટિના તત્ત્વજ્ઞ બન્યા હતા. શ્રી જૈન શાસનમાં તેઓશ્રી એક મહા સમર્થ શાસ્ત્રકાર તરીકે ઓળખાય છે. આજે પણ, એ મહાપુરૂષના કોઈ પણ વચનને માટે, શ્રી જૈન શાસનના શાસ્ત્રવેદિઓમાં બે મત નથી. એ મહાપુરૂષે રચેલા ગ્રન્થોમાં તત્ત્વનિરૂપણ એવા પ્રકારે કરાએલું છે, કે જેને વિરલ ગણી શકાય. એ મહાપુરૂષની વાણીમાં સઘળાંય સારાં તત્ત્વો સમાએલાં છે. એ મહાપુરૂષે વિવિધ પ્રકારે તત્ત્વપ્રરૂપણા યથાર્થપણે જ કરેલી હોવા છતાં પણ, વિરોધિઓનેય એ મહાપુરૂષની વાણીમાં માધ્યસ્થ્યભાવ સ્પષ્ટ રૂપમાં દેખાય છે. એ પણ એ મહા-

પુરૂષની વાણીનો એક મહિમા છે. એ મહાપુરૂષે રચેલા ગ્રન્થોને સાંગોપાંગ સમજવા જોગી શક્તિ પણ આજે જવલ્લે જ જણાય છે. આવા મહાપુરૂષે આ કથાગ્રન્થ રચ્યો છે, એટલે પણ આ કથાગ્રન્થ કેવો તત્ત્વપૂર્ણ હશે-તેની કલ્પના કરી લેવા જેવી છે. આ કથાગ્રન્થનો પણ જો સારી રીતિએ અભ્યાસ કરવામા આવે, તો પણ અભ્યાસી આત્મા જેમ પરમ વૈરાગ્યને પામી શકે તેમ છે, તેમ તે શ્રી જૈન શાસનના મર્મનો સુન્દર જ્ઞાતા પણ બની શકે તેમ છે

**લાભ થાય ભવ્યોને :**

આ કથાગ્રન્થ આટલો બધો ઉચ્ચ કોટિનો હોવા છતાં પણ, આ કથાગ્રન્થના વાચનથી અગર શ્રવણથી યથાર્થ લાભ કેવા આત્માઓને થાય, એ વાત પણ સમજી લેવી જોઈએ. અભવ્ય અગર દુર્ભવ્ય આત્માઓમાં સાચો વૈરાગ્યભાવ જન્મી શકતો જ નથી એટલે, આ અગર તો આવા પ્રકારના બીજા પણ ધર્મગ્રન્થોના વાચન-શ્રવણાદિથી જે લાભ થવો જોઈએ તે લાભ અભવ્ય અગર તો દુર્ભવ્ય આત્માઓને થઈ શકતો જ નથી. આવા ગ્રન્થના વાચન-શ્રવણથી જે લાભ થવો જોઈએ, તે લાભ ભવ્ય આત્મા-ઓને જ થઈ શકે છે અને તે પણ સઘળા ભવ્ય આત્માઓને તો નહિ જ. ભવ્ય હોવા છતાં પણ જે આત્માઓ ગુરૂકર્મી હોય છે અને લઘુકર્મી બનવાજોગી ભવિતવ્યતા આદિવાળા નથી હોતા, તેવા ભવ્ય આત્માઓને પણ આવા ગ્રન્થોના વાચન-શ્રવણથી જે લાભ થવો જોઈએ તે લાભ થતો

નથી. આથી તમે સમજી શકશો કે–લઘુકર્મી ભવ્યાત્માઓ અથવા તો લઘુકર્મી બનવાજોગી ભવિતવ્યતા આદિવાળા ભવ્યાત્માઓ જ, આવા પણ ગ્રન્થના વાચન–શ્રવણના સાચા લાભને પામી શકે છે. આ વિષે આપણે આપણા આત્માને માટેનો નિર્ણય એ રીતિએ કરી શકીએ કે–આપણને આ ગ્રન્થના વાચન અગર શ્રવણથી કેવા પ્રકારની અસર થાય છે? આ ગ્રન્થને વાંચતાં અગર સાંભળતાં, આપણા અન્તરમાં વિષય અને કષાય રૂપ સંસાર પ્રત્યે ઉદ્વેગભાવ જન્મે છે કે નહિ, એ તપાસવું; અને આ ગ્રન્થને વાંચતાં અગર સાંભળતાં જો આપણા અન્તરમાં વિષય અને કષાય રૂપ સંસાર પ્રત્યે ઉદ્વેગભાવ પેદા થતો ન હોય, તો તેને પેદા કરવાનો પ્રયત્ન કરવો.

વાચન–શ્રવણનો હેતુ :

આવા ગ્રન્થોના વાચકોએ અને શ્રોતાઓએ એ વાત કદી પણ ભૂલવી જોઈએ નહિ કે–ભગવાન શ્રી જિનેશ્વર દેવોના શાસનમાં જે જે ધર્મકથાઓ લખાઈ છે, તે તે ધર્મકથાઓને લખવાનો ઈરાદો પણ સંસારના જીવોને સંસારથી વિમુખ અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા એકના એક સાચા મુક્તિમાર્ગની સન્મુખ બનાવવાનો જ હતો. સંસારથી છોડાવવાના ઈરાદા સિવાય, એથી વિપરીત એવા કોઈ પણ પ્રકારના ઈરાદાથી, આ શાસનના મર્મને પામેલા પુણ્યાત્માઓએ કોઈ પણ કથા લખી નથી. કથામાં વર્ણન પ્રસંગે પ્રસંગે દરેક બાબતનું આવે, પણ એનો

ઈરાદો સંસારથી મુક્ત બનવા-બનાવવા સિવાયનો નહિ જ. સંસારના જીવોની સંસારની વાસના પુષ્ટ બને, એ માટે શ્રી જૈન શાસનમાં કોઈ પણ કથા છે પણ નહિ અને હોય પણ નહિ. તત્ત્વનું નિરૂપણ હોય કે કથાનું નિરૂપણ હોય, પણ તેનો ઉદ્દેશ એક જ કે-પોતાના અને પરના આત્માનો સંસાર છૂટે. આમ હોવા છતાં પણ, શ્રોતાઓના અન્તરમા મોહ પેદા થાય એવા પ્રકારથી ધર્મકથાને વાચનારો જો ધર્મકથાને વાંચે, તો તે ધર્મદેશક નહિ પણ પાપદેશક જ કહેવાય એવી જ રીતિએ, જે શ્રોતા ધર્મકથાને સાંભળીને પોતાના અન્તરમાં મોહને જ પુષ્ટ બનાવ્યા કરે, તે શ્રોતા પણ એ ધર્મકથાને પોતાને માટે તો પાપકથા બનાવનારો જ કહેવાય. સંસારની વિષમતાના સ્વરૂપનો ખ્યાલ આવે, સંસારની વાસના ઉપર ફટકા પડે અને વૈરાગ્યની ભાવના પેદા થાય, એવા ઈરાદાથી અને એવી પદ્ધતિથી ધર્મદેશકે ધર્મકથાને વાંચવી જોઈએ અને શ્રોતાઓએ પણ એવા જ ઈરાદાથી અને એવી જ પદ્ધતિથી ધર્મકથાને સાંભળવી જોઈએ. દુનિયામાં કેટલાક મૂર્ખાઓ એવા પણ હોય છે કે-ઘીને ઝેર રૂપ બનાવીને ખાય. ધર્મકથાના વાચન અને શ્રવણમાં એવું કાંઈ થવા પામે નહિ, તેની પણ દરેકે કાળજી રાખવી જોઈએ

**પ્રમાણિકતા જોઈએ :**

શ્રોતાઓએ પોતાના હિતની ખાતર જેમ ઉપયોગ-

શીલ, શ્રદ્ધાળુ અને વિચક્ષણ બનવું જોઈએ, તેમ પ્રમાણિક પણ બનવું જોઈએ. જે વસ્તુ સમજાય નહિ અગર તો જે વસ્તુ હૈયે જચે નહિ, એવી વસ્તુમાં ખોટું 'હાજી' નહિ કહેવું જોઈએ. કોઈ પણ વાત ન સમજાય અગર તો હૈયે જચે નહિ, તો એવા પ્રસંગે વિષયનો ખ્યાલ રાખીને અને મર્યાદાને લોપ્યા વિના, જે કાંઈ પૂછવાની જરૂર લાગે તે પૂછવુ જોઈએ. અહીં 'હા' પાડો અને વાતના મર્મને તમે સમજ્યા ન હો, તો તમને ફાયદો શી રીતિએ થાય ? કેટલાક તો એવા પણ હોય છે કે- અહીં 'હા' પાડીને બહાર વિપરીત બોલે. એવા અપ્રમાણિક માણસો પોતાને અને બીજાઓને ફાયદો કરી શકે નહિ, પણ નુકસાન જ કરે. ગમે તેટલો વિરોધ હોવા છતાં પણ જો પ્રમાણિકતા હોય, તો ખોટા વિરોધને ટળી જતાં અને વિચારાદિની એકતાને સધાતાં વાર લાગતી નથી.

આ કથાગ્રન્થના રચયિતા મહાપુરૂષ પહેલાં શ્રી જૈન શાસનના વિરોધી હતા, પણ વિરોધી હોવા છતાં પણ એ પ્રમાણિક હતા અને એમનામાં એ પ્રમાણિકતા હતી માટે જ એ મહાપુરૂષ, અવસર આવી લાગતાં સમર્થ મિથ્યાદૃષ્ટિ મટીને સમર્થ સમ્યગ્દૃષ્ટિ બની શકયા. એ મહાપુરૂષ કયી રીતિએ આ શાસનને પામ્યા, એ વાત આ અગાઉ અહીં પણ પ્રસંગસર કહેવાઈ ગઈ છે, એટલે તમને એનો ખ્યાલ તો હશે જ.

ર૦ છતાં ટૂંકમાં કહેવાય તો સારૂં.

**અભિમાન સાથે શિષ્યભાવને સ્વીકારવાની પણ પૂરી તૈયારી હતી :**

શ્રી હરિભદ્ર પુરોહિતનો જન્મ જૈન કુળમાં નહોતો થયો, પણ બ્રાહ્મણકુળમાં એ જન્મ્યા હતા પૂર્વકાળમાં એવું ઘણું બનતું કે-કેટલાંક બ્રાહ્મણાદિ જૈનેતર કુળો પણ શ્રી જૈન શાસન પ્રત્યે શ્રદ્ધાળુ બનીને જૈન ધર્મની આરાધના કરતાં. પણ શ્રી હરિભદ્ર પુરોહિત જે કુળમા જન્મ્યા હતા, તે બ્રાહ્મણકુળ એવું પણ નહિ હતું, એટલુ જ નહિ, પણ શ્રી હરિભદ્ર પુરોહિતના અભ્યાસ અને વર્તન ઉપરથી એવી પણ કલ્પના થઈ શકે છે કે-શ્રી હરિભદ્ર પુરોહિત જે કુળમા જન્મ્યા હતા, તે બ્રાહ્મણકુળ ચુસ્ત વેદાનુયાયી હતું. એ કુળમાં જન્મેલા શ્રી હરિભદ્ર પુરોહિત વિવિધ ભાષાઓના અને શાસ્ત્રોના પ્રકાણ્ડ વિદ્વાન બન્યા હતા. ચૌદ વિદ્યાઓના પારગામી તરીકેની અને સમર્થ વેદાન્તી તરીકેની શ્રી હરિભદ્ર પુરોહિતની ખ્યાતિ હતી. તેમણે એટલા બધા પ્રમાણમા વિદ્વત્તા સંપાદન કરી હતી, કે જેથી તેમને પોતાને એમ લાગી ગયું કે-'હવે હું કોઈના કોઈ પણ વચનને સમજી શકું નહિ, એ શકય નથી.' તેમની આ માન્યતા વ્યાજબી તો નહોતી જ, તેમ છતાં પણ એ વાત જરૂર સમજવી જોઈએ કે-'એમનું એ અભિમાન કોઈ મિથ્યાભિમાન જ નહિ હતું; કારણ કે-એમની વિદ્વત્તા અસાધારણ કોટિની હતી તેમ જ પોતાનું અભિમાન જો ખોટું ઠરે તો એ અભિમાનને તજી દઈને શિષ્યભાવનો

સ્વીકાર કરવાની પણ એમની પૂરતી તૈયારી હતી.' એમનું અભિમાન જો કોઈ મિથ્યાભિમાન જ હોત, એટલે કે–એમની વિદ્વત્તામાં કાઈ ખાસ માલ જેવું ન હોત અને એમના અભિમાનમાં જો એમનું 'રાજપુરોહિત'પણું વગેરે જ કારણ હોત, તો પોતાનું અભિમાન ખોટું ઠરે એની સાથે જ, જે કોઈના પણ યોગે પોતાનું અભિમાન ખોટું ઠરે, તે ભલે સ્ત્રી હોય કે પુરૂષ હોય, સ્વધર્મી હોય કે પરધર્મી હોય, ઉંચી જાતિની વ્યક્તિ હોય કે નીચ જાતિની વ્યક્તિ હોય અને બીજી રીતિએ વિદ્વત્તામા પણ તે વ્યક્તિ પોતાનાથી અલ્પાતિઅલ્પ હોય કે અધિક હોય, તો પણ તેના શિષ્યભાવને સ્વીકારવાની એમની જે તૈયારી હતી, તે એમનામા હોત નહિ. આથી આપણે સમજી શકીએ છીએ કે–એમનું અભિમાન મિથ્યાભાવનું હોવા છતાં પણ, અપ્રમાણિક તો નહિ જ હતું; અને એથી જ, તેઓ અવસરે પોતાના અભિમાનાદિ સઘળા જ મિથ્યાભાવોને ઘણી સહેલાઈથી તજી શકયા હતા. આની સાથે જો આપણે આજના વિદ્વત્તાના કેટલાક ઘમંડીઓની વાતનો વિચાર કરીએ, તો આપણને એવા મિથ્યા અને અપ્રમાણિક ઘમંડને ધરનારા આત્માઓને માટે કેવળ દયાભાવ જ જન્મે. આજે તો એવા પણ પાકયા છે કે–જાણ્યા કે સમજ્યા વિના જ, કેવળ ઘમંડના તોરમા, સાચી એવી પણ સામાની વાતને ખોટી જાહેર કરી દે. એ પછી જો એમને એમ પૂછવામાં આવે કે–'ભાઈ! અમુક વાતને તમે ખોટી કહી દીધી, તો

એનું કારણ શું ?'-તો એ પ્રાય એમ જ કહે છે કે-'અમે તો ખોટી કહી દીધી. હવે જો તમારે સાચી ઠરાવવી હોય, તો તમે સાચી સિદ્ધ કરો.' એક વાતને ખોટી કહી દીધા પછીથી પણ, એને ખોટી સિદ્ધ કરવાની તૈયારી મળે નહિ અને ખોટી કેમ કહી એનું પ્રમાણ પણ આપે નહિ તેમ જ એની સામે જો સાચી વાતના પ્રમાણો મૂકાય તો એ પ્રમાણોને જ ઉથલાવવાના કુટિલ પ્રયત્નો કરે. આમ છતાં પણ, એવાઓને પોતાની વિદ્વત્તાના ઘમંડનો તોર એવો કે-'મારા જેવો વિદ્વાન કોઈ નહિ.'

વિદ્વત્તાનો વિશ્વાસ અને સરળતા આદિ :

શ્રી હરિભદ્ર પુરોહિતનું અભિમાન એવી અધમ કોટિનું નહિ હતું. એમના અભિમાન પાછળ જેમ એમની અસાધારણ વિદ્વત્તાનું બળ હતું, તેમ સરળતા પણ હતી. એ વખતે એ પ્રમાણિકપણે એમ માનતા હતા કે-'કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, એ બનવાજોગ જ નથી.' એમના અભિમાનમા, અભિમાનના ભાવ કરતાં પણ આત્મ-વિશ્વાસનો ભાવ વિશેષ દેખાય છે. આથી તો શ્રી હરિભદ્ર પુરોહિતે એવી પ્રતિજ્ઞા કરી હતી કે-'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં.' આવી પ્રતિજ્ઞા ક્યારે લેવાય ? પોતાની વિદ્વત્તા ઉપર પોતાને કેટલો બધો વિશ્વાસ હોય ત્યારે આવી પ્રતિજ્ઞા લઈ શકાય ? પોતાની વિદ્વત્તા ઉપર વિશ્વાસ હોવા સાથે, કેટલી સરળતા, કેટલી નમ્રતા અને કેટલું જ્ઞાનનું અર્થિપણું

હોય ત્યારે એવી પ્રતિજ્ઞા કરી શકાય ? એમના અભિમાનની કોરી નિન્દા કરનારાઓએ અગર તો એમને કોરા અભિમાની તરીકે માની લેનારા અગર વર્ણવી દેનારાઓએ આ વાતનો પણ વિચાર કરવા જેવો છે. આમાંથી પણ ઘણું શીખવા જેવું છે. શ્રી હરિભદ્ર પુરોહિત કટ્ટર મિથ્યાદષ્ટિ હતા, શ્રી જૈન દર્શનના વિરોધી હતા, છતાં પણ તેમનામાં જે ગુણો દેખાતા હોય તેનો અપલાપ થઈ શકે નહિ. તેઓ કટ્ટર મિથ્યાદષ્ટિ હતા, કારણ કે–તેમને એવું જ શિક્ષણ, એવા જ સંસ્કાર અને એવા જ સંસર્ગો મળ્યા હતા. શ્રી જૈન દર્શનના પણ તેઓ વિરોધી હતા, કારણ કે–તેમને શ્રી જૈન દર્શનનું યથાર્થ જ્ઞાન નહોતું. મિથ્યાદષ્ટિ આત્માઓના ગુણોનું વર્ણન મિથ્યાત્વ પ્રત્યે આકર્ષણ થાય અને મિથ્યાત્વ પુષ્ટ બને એવી રીતિએ ન થાય, પણ અવસરે મિથ્યાદષ્ટિ આત્માઓના મિથ્યાત્વને વખોડવા સાથે, એવા પણ આત્માઓમાં જે ગુણો રહ્યા હોય તે ગુણોનું વર્ણન, ગુણ મેળવવાની પ્રેરણા આપવાના હેતુથી યોગ્ય રીતિએ જરૂર થઈ શકે.

**પ્રમાણિક પ્રતિજ્ઞાપાલન :**

શ્રી હરિભદ્ર પુરોહિત જ્ઞાનના જબ્બર અર્થી હતા. શ્રી હરિભદ્ર પુરોહિત જેમ એમ માનતા હતા કે–‘ કોઇના પણ વચનને હું સમજી શકું નહિ, એ શક્ય જ નથી. ’ તેમ, એમના મનમાં એ ભાવ પણ સાથે જ હતો કે–‘ જે વચનને હું સમજી શકું નહિ, તે વચનને સમજ્યા વિના

પણ હું રહું નહિ. જેના વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં અને તેના વચનને સમજું.' આ જેવી-તેવી તયારી છે ? એમને એમ જરૂર થયેલું કે-આટલો મોટો વિદ્વાન હોવા છતાં પણ જો હું કોઈનાય વચનને સમજી શકું નહિ, તો જેના વચનને હું સમજી શકું નહિ તેના મારે શિષ્ય જ બની જવું જોઈએ. હું પામ્યો છું એથી પણ વિશેષ જ્ઞાન જો મારા જાણવામાં આવે, તો મારે તે જ્ઞાન સંપાદન કરવું જ જોઈએ. અર્થિપણા સાથે સરળતા અને નમ્રતા ન હોય, તો આવો વિચાર પણ આવે નહિ અને એવી પ્રતિજ્ઞા પણ થાય નહિ કે-'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં !' શ્રી હરિભદ્ર પુરોહિતે તો આવી પ્રતિજ્ઞા કરી હતી. એ પ્રતિજ્ઞા એમણે કાંઈ જાહેરમાં કરી નહોતી; માત્ર માનસિક જ કરી હતીઃ છતાં પણ, પોતાની એ પ્રતિજ્ઞાનું પાલન શ્રી હરિભદ્ર પુરોહિતે જેવી રીતિએ કર્યું છે, તે રીતિનું પોતાની કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરનારા પણ વિરલ આત્માઓ જ હોય છે. શ્રી હરિભદ્ર પુરોહિતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન ખૂબ જ પ્રમાણિકતાથી કર્યું છે અને પ્રતિજ્ઞાના પાલનમાં શ્રી હરિભદ્ર પુરોહિત અત્યન્ત પ્રમાણિક રહ્યા માટે જ એમને એકના એક પરમ તારક શાસનની પ્રાપ્તિ થઈ અને શ્રી જૈન શાસનને એમના જેવા સમર્થ શાસ્ત્રકાર મળ્યા. જો કે આવું અત્યન્ત સુન્દર પરિણામ આવ્યું, તેમાં 'યાકિની' નામનાં સાધ્વીની મર્યાદાશી-

લતાનો તેમ જ તેમના ગુરૂ આચાર્યભગવાનની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જોઈને વર્તવાની દક્ષતાનો પણ હિસ્સો જરૂર છે. સાધ્વીજીએ અગર તો આચાર્યભગવાને જો ભૂલ કરી હોત, તો પણ કદાચ જેવું આવ્યું તેવું અત્યન્ત સુન્દર પરિણામ ન આવત, પણ શ્રી હરિભદ્ર પુરોહિતમાં જો પોતાની પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરવાની વૃત્તિમાં જરા પણ ખામી હોત, તો તો સુનિશ્ચિતપણે એમ કહી શકાય કે-શ્રી હરિભદ્ર પુરોહિતના આત્માનું અને એમના દ્વારા શાસનના અનેક આરાધક આત્માઓનું જે હિત સધાયું, તે હિત સધાવા પામત નહિ.

**છટકવાની તક મળી હતી :**

કટ્ટર મિથ્યાદષ્ટિ અને ઘોર અભિમાની હોવા છતાં પણ, શ્રી હરિભદ્ર પુરોહિતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન એવા ઉત્તમ પ્રકારે કર્યું છે કે-પ્રતિજ્ઞા કરનાર સૌ કોઈએ એમના એ વર્તનને પોતાને માટે આદર્શ બનાવવા જેવું છે. પ્રતિજ્ઞા કરવા કરતાં પણ, અવસરે તદ્દન પ્રમાણિકપણે પ્રતિજ્ઞાનું પાલન કરવું, એ બહુ મુશ્કેલ છે. વચનભંગ કરતાં પણ દુન્યવી લાલસાઓને મહત્ત્વ આપનારાઓ આ જગતમાં ઘણા છે. પ્રતિજ્ઞા કર્યા પછીથી, પ્રતિજ્ઞાનું પાલન કરવાનો અવસર આવી લાગે ત્યારે બહાનાં શોધીને છટકી જવાનો પ્રયત્ન કરવો, એ તો એથી પણ વધારે ખરાબ છે. પ્રતિજ્ઞા કર્યા પછીથી જો કોઈ કારણસર પ્રતિજ્ઞાનું પાલન કરવા-જોગી પોતાની શક્તિ ન હોય, તો પણ એવા સત્ત્વહીન

માણસે પોતાની પ્રતિજ્ઞાપાલન સંબંધીની સત્ત્વહીનતાની વાત પણ એટલા જ પ્રમાણિકપણે કબૂલ કરી દેવી જોઈએ; પરન્તુ ગમે તેવાં બહાનાંઓ શોધીને પોતાની પ્રતિજ્ઞાપાલનની નબળાઈનો દોષ બીજા કોઇનેય માથે નહિ જ ઓઢાડવો જોઇએ. શ્રી હરિભદ્ર પુરોહિતને તો પોતાની પ્રતિજ્ઞામાંથી છટકવાની તક પણ મળી હતી અને પોતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યાનો મિથ્યા સંતોષ માણી શકે એવી તક પણ તેમને મળી હતી; પણ શ્રી હરિભદ્ર પુરોહિતે પ્રતિજ્ઞાભંગનો એવો વિચાર સરખો પણ કર્યો નથી. જે માણસો તુચ્છ લક્ષ્મી, તુચ્છ કીર્તિ કે એવા બીજા કોઈ દુન્યવી તુચ્છ સ્વાર્થોને ખાતર પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે અને ઉપરથી જુઠાં બહાનાંઓ શોધીને પોતાના પ્રતિજ્ઞાભંગના પાપને છૂપાવવાને મથે છે, એવા સત્ત્વહીન અને મિથ્યાભાષી માણસો, નથી તો પોતાનું ભલું કરી શકતા કે નથી અન્યોનું ભલું કરી શકતા. શ્રી હરિભદ્ર પુરોહિતનું પ્રતિજ્ઞાપાલન તો, તેઓ મિથ્યાદૃષ્ટિપણાવાળી સ્થિતિમાં હતા તેવા સમયનું છે અને એથી પણ એનું મહત્ત્વ વધી જાય છે; કારણ કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામેલા પુણ્યાત્માઓ તો, પોતાના સઘળાય સત્ત્વનો સદુપયોગ કરીને, પોતાની પ્રતિજ્ઞાનું યથાસ્થિતપણે પાલન કરવાને માટે યથાશક્ય સુસજ્જ રહે, એ સ્વાભાવિક જ છે.

### ઉપાશ્રયો કોના માટે અને શા માટે?

શ્રી હરિભદ્ર પુરોહિતને પોતાની પ્રતિજ્ઞાનું પાલન

કરવાનો અવસર, એક સાધ્વીના સ્વાધ્યાય યોગે ઉત્પન્ન થયો છે. શ્રી હરિભદ્ર પુરોહિત જે નગરમાં વસતા હતા, તે નગરમાં જ આ બનાવ બન્યો છે. એ નગરના એક ઉપાશ્રયમાં સાધ્વીઓના સમૂહનો નિવાસ હતો. ઉપાશ્રયોમાં કોણ હોય?

સ૦ સાધુ-સાધ્વીજી

માત્ર સાધુ-સાધ્વી હોય કે શ્રાવક-શ્રાવિકા પણ હોય? ઉપાશ્રયો એટલે શું? શ્રાવકોએ રત્નત્રયીની એટલે કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની આરાધના કરવાને માટે બાંધેલા સ્થાનો. એમાં, શ્રાવકોની ધર્મકરણી માટેના સ્થાનોમાં સાધુઓ અને શ્રાવિકાઓની ધર્મકરણી માટેના સ્થાનોમાં સાધ્વીઓ તો કોઈ વાર હોય પણ ખરાં અને કોઈ વાર ન પણ હોય; પણ ધર્મશીલ શ્રાવકો અને શ્રાવિકાઓ પોતપોતાની ધર્મકરણી માટેના ઉપાશ્રયોમાં તો હોય ને? ઉપાશ્રયો સાધુ-સાધ્વીને ઉદ્દેશીને જ ન હોય. સાધુ-સાધ્વી વિચરતાં હોવાથી અને જ્યાં જાય ત્યાં મોટે ભાગે ઉપાશ્રયોમાં સ્થિરતા કરતા હોવાથી, સાધુ-સાધ્વીના ઉપાશ્રયો તરીકે એ સ્થાનો ઓળખાય છે, પણ એ સ્થાનો કોણે અને કોને માટે બાંધેલાં? કહો કે-એ સ્થાનો શ્રાવક-શ્રાવિકાઓએ એકત્ર થઈને સુખપૂર્વક ધર્મકરણી કરવાને માટે બાંધેલાં હોય. આજે શ્રાવક-શ્રાવિકાઓની ધર્મકરણીમાં ઘણે અંશે શિથિલતા આવી ગઈ છે અને કેટલાંક ગામોમાં તો મોટે ભાગે કોઈ સાધુસમુદાય કે સાધ્વીસમુદાય આવે ત્યારે ઉપાશ્રયોનાં બારણાં ઉઘડે છે; પણ ખરી

સ્થિતિ તો એ જ છે કે-ઉપાશ્રયો શ્રાવકોએ પોતાની ધર્મ કરણીને માટે બાંધેલાં સ્થાનો છે. સાધુ-સાધ્વી તો રાત-દિવસ માત્ર ધર્મકરણી જ કરનાર અને કરાવનાર હોવાથી, તેઓ જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે તેમનો નિવાસ પ્રાય: ઉપાશ્રયોમા હોય તે સ્વાભાવિક છે. તમને તમારા ગામ અગર નગરના ઉપાશ્રયને જોઇને આ વાત યાદ આવે છે? એમ થાય છે કે-' અમારે માટે એકત્ર થઇને ધર્મકરણી કરવાનું આ સ્થાન છે?' એમ તો થતું હશે કે-આ ઉપાશ્રય સાધુઓ માટે અને અમુક ઉપાશ્રય સાધ્વીઓને માટે, પણ આ ઉપાશ્રયો અમારે ધર્મકરણી કરવાને માટે છે, એમ થાય છે? સાધુ-સાધ્વી તો એ ઉપાશ્રયોમાં પણ મહેમાન જેવા હોય છે. માલિક તો તમે છો. માલિકીના હક્ક તરીકે નહિ પણ સુશ્રાવક અને સુશ્રાવિકા તરીકે અમારે આ સ્થાનોમાં નિયમિત ધર્મક્રિયા કરવી જોઇએ, એવો વિચાર તમને આવે છે?

**ક્રિયા અને ભાવ:**

ક્રિયાઓનો વિરોધ કરીને કોરા ભાવનું સમર્થન કરનારાઓ, શ્રી જૈન શાસનના રહસ્યને પામેલા જ નથી. સાચો ભાવ શક્ય ક્રિયાઓને પેદા કર્યા વિના રહેતો જ નથી. જેને ધર્મક્રિયાઓ કરવાનું મન થાય નહિ અગર તો ધર્મક્રિયાઓ પ્રત્યે જેના હૈયામા વિરોધભાવ પ્રગટે, એવો માણસ જો પોતાને ભાવવાળો કહેતો હોય, તો એ દંભ માત્ર છે. ભાવવાળો પણ ક્રિયા કરવાને અશક્ત હોય

એ બને; એ દશામાં એ એકલા ભાવથી પણ પોતાનો નિસ્તાર જરૂર સાધી શકે; પણ ક્રિયા જેને ગમે નહિ કે ક્રિયાનો જેને વિરોધ હોય, તેનામાં તો સાચો ભાવ સંભવતો જ નથી. એવી જ રીતિએ, એ પણ સમજવું જોઈએ કે–ક્રિયાની સાચી સફળતા તેને યોગ્ય સાચા ભાવને આધારે જ છે. સમ્યક્ ક્રિયાઓની મહત્તા ઓછી નથી, પણ ભાવ એ એ ક્રિયાઓનો પ્રાણ છે. ભાવના નામે જેમ ક્રિયાની અવગણના થઈ શકે નહિ, તેમ ક્રિયાના નામે ભાવની પણ અવગણના થઈ શકે નહિ. ધર્મક્રિયાઓ જો વિપરીત ભાવથી રહિતપણે અને છેવટ કાંઈ નહિ તો પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યેની સદ્ભક્તિપૂર્વક કરવામાં આવે, તો પણ લાભનું કારણ બને છે. સાચા ભાવને પેદા કરવાનો હેતુ હોય તો પણ, ધર્મક્રિયાઓથી લાભ થાય છે. દુર્ભાવની વિડમ્બના ન હોય અને જો કાંઈક્રિય આદરભાવ હોય, તો ધર્મક્રિયાઓ એ ભાવને પેદા થવામાં સુન્દર નિમિત્ત બને છે. શ્રાવક-શ્રાવિકાઓ જો યોગ્ય રીતિએ યથાશક્ય ધર્મકરણી તરફ વળેલાં હોય, તો ધર્મકરણી સિવાયની પણ શ્રાવક–શ્રાવિકાઓની કરણીઓ અત્યન્ત સાવદ્ય બની જતી નથી; અને વિવેકિઓ તો, પોતાના વિવેકના બળે પેદા થયેલા સુન્દર ભાવના પ્રતાપે એવા સમયે પણ નિર્જરાના સાધક બને, તો એમાંય નવાઈ પામવા જેવું કાંઇ નથી.

**ઉપાશ્રયમાં રત્નત્રયીથી ઊલટી વાત ન હોય :**

બીજાં સ્થાનોની વાત બાજુએ રાખીએ, પણ ઉપા-

શ્રય આદિ ધર્મસ્થાનોમાં તો ચતુર્વિધ શ્રીસંઘ ધર્મકરણી જ કરતો હોય ને? દિવસ હોય કે રાત્રિ હોય, પણ ઉપાશ્રયમાં તો ધર્મકરણી સિવાયનું કાંઈ હોય જ નહિ ને? ઉપાશ્રય આદિ ધર્મસ્થાનોમાં ધર્મકરણી સિવાયનું કાંઈ પણ ઊલટું કરવું, એ ધર્મનો વિશ્વાસઘાત કરવા જેવું છે. જે ઉપાશ્રયમાં હોય તો સાધુ-સાધ્વીનો નિવાસ હોય અને શ્રાવક-શ્રાવિકાઓ પણ ધર્મના હેતુથી જ જે ઉપાશ્રયમાં પેસતાં હોય, એ ઉપાશ્રયો કેવા વાતાવરણથી ગાજતા હોય? એ ઉપાશ્રયોમાંથી ઘોષ નીકળતા હોય તો તે શાના નીકળતા હોય?

સ૦ રત્નત્રયીના જ હોવા જોઈએ

ખરેખર, રત્નત્રયીને એટલે કે મોક્ષમાર્ગને બાધ પહોંચાડે એવી કોઈ પણ વાત ઉપાશ્રયમાં નહિ હોવી જોઈએ. જ્યાં સાધુ-સાધ્વી વસતાં હોય અને જ્યાં શ્રાવક-શ્રાવિકાઓ પણ એક માત્ર ધર્મના જ હેતુથી આવતાં હોય, ત્યાં એ સ્થિતિ હોવી જોઈએ કે-કોઈ મુખ્યત્વે સમ્યગ્જ્ઞાનની આરાધનામા રક્ત હોય, તો કોઈ મુખ્યત્વે સમ્યક્ચારિત્રની આરાધનામાં રક્ત હોય. ઉપાશ્રય જેવાં સ્થાનોમાં પ્રમાદનો અતિરેક અગર કુતૂહલ હોય નહિ ઉપાશ્રયમાં કોઈ અઘોરી થઇને પડયુ ન હોય અગર તો કોઈ કુતૂહલ કરતું ન હોય. ઉપાશ્રયમાં થતી સઘળી જ કથાઓ, ધર્મકથામાં જેનો સમાવેશ થઈ શકે એવી હોય, પણ વિકથાઓમાં જ ગણાય એવી એક પણ કથા ઉપાશ્રયમાં તો

નહિ જ હોવી જોઈએ. શાસ્ત્રોમાં ઘણાં સ્થળોએ આચાર્યોના પરિવારનાં તથા મુનિઓનાં વર્ણનો આવે છે. એ વાંચો તો માલૂમ પડે કે–ઉપાશ્રય આદિ સ્થળોએ રહેલાં સાધુ અગર સાધ્વી કેમ કેમ વર્તતાં હોય. એ વર્ણનોને વાંચનારને એમ જ લાગે કે–જ્યાં સાધુ અગર સાધ્વી હોય, ત્યાંથી જો કોઈ ઘોષ નીકળે તો તે ઘોષ રત્નત્રયીના ઘોષથી વિપરીત કોટિનો હોય નહિ. સાધુ–સાધ્વીની ખાન–પાન આદિ સઘળી જ ક્રિયાઓ નિર્જરાનું કારણ ગણાય છે, કારણ કે–આ શાસનમાં સાધુ અગર સાધ્વીને માટે રત્નત્રયીની આરાધના કરવા–કરાવવા આદિ સિવાયનું કાંઈ પણ કરવાની મનાઈ કરવામાં આવી છે.

**શ્રી હરિભદ્રને નહિ સમજાએલી ગાથા :**

શ્રી હરિભદ્ર પુરોહિત જે નગરમાં વસતા હતા, તે નગરના ઉપાશ્રયમાં 'યાકિની' નામનાં સાધ્વી પણ વિરાજતાં હતાં. એક વાર એ સાધ્વીજી સ્વાધ્યાય કરતાં હતાં. રાત્રિ ઘણી વીતી ગઈ હતી, પણ એ સાધ્વી સ્વાધ્યાયમાં રક્ત હતાં. શાન્ત રાત્રિમાં સર્વત્ર નીરવતા પ્રસરેલી હતી અને એથી એ સાધ્વીના સ્વાધ્યાયનો અવાજ મકાન બહાર પણ સ્પષ્ટપણે સંભળાતો હતો. એ વખતે, રાજમહાલયમાંથી નીકળીને, રાજપુરોહિત શ્રી હરિભદ્ર, પોતાના આવાસ તરફ જઈ રહ્યા હતા. જે વખતે શ્રી હરિભદ્ર પુરોહિત એ સાધ્વીજીના ઉપાશ્રય પાસે આવી પહોંચ્યા, તે વખતે જ સાધ્વી યાકિનીએ પોતાના સ્વાધ્યાયમાં આવતી " चक्की-

द्रुगं हरिपणगं" એવા આદિપાદવાળી ગાથા ઉચ્ચારી અને તે ગાથા શ્રી હરિભદ્ર પુરોહિતના કાને પડી. શ્રી હરિભદ્ર પુરોહિતનો સામાન્ય અનુભવ તો એવો જ હતો કે-કોઈનું પણ ગદ્યાત્મક કે પદ્યાત્મક વચન એમના કાને પડે, એની સાથે જ એમને એ વચનના અર્થનો ખ્યાલ આવી જાય; પણ એ રાત્રિના એ સમયે એવું બન્યું નહિ. "चक्कीद्रुगं हरिपणगं" વાળી ગાથા સંભળાઈ ખરી, પણ સમજાઈ નહિ. એટલે શ્રી હરિભદ્ર પુરોહિત તરત જ ત્યા ને ત્યાં થંભી ગયા અને સાંભળેલી ગાથાના અર્થનો વિચાર કરવા લાગ્યા. બહુ બહુ વિચાર કરવા છતાં, પોતાની સઘળી જ વિદ્વત્તાને સારી રીતિએ કસોટીએ ચઢાવવા છતાં, શ્રી હરિભદ્ર પુરોહિત કોઈ પણ પ્રકારે એ ગાથાના અર્થનો નિર્ણય કરી શકયા નહિ. જ્યારે એમને એવી ખાતરી થઈ ગઇ કે-'હવે હું કોઈ પણ પ્રકારે આ ગાથાના અર્થને સમજી શકુ એમ નથી.' ત્યારે તરત જ એમણે પોતાની પ્રતિજ્ઞાને યાદ કરી. 'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં.'-આવી પોતાની પ્રતિજ્ઞાને યાદ કરીને, શ્રી હરિભદ્ર પુરોહિતે, તે ને તે જ સમયે એ ગાથાને ઉચ્ચારનારની પાસે જઈને, તેમના શિષ્યભાવનો સ્વીકાર કરવાનો અને શિષ્યભાવને સ્વીકારીને પોતાને નહિ સમજાએલી ગાથાના અર્થને સમજી લેવાનો નિર્ણય કર્યો.

**શ્રી હરિભદ્ર સાધ્વીજી પાસે :**

શ્રી હરિભદ્ર પુરોહિતની પ્રતિજ્ઞાપાલનની તેમ જ નહિ

સમજાએલી ગાથાના અર્થને સમજવાની આ તત્પરતાનો વિચાર કરો. એ વિચાર પણ એટલા માટે કરવો જરૂરી છે કે-એથી આપણા અન્તરમાં જેમ એ મહાપુરૂષ પ્રત્યે ભક્તિભાવ પ્રગટે, તેમ આપણામાં જો એવા પ્રકારની પ્રતિજ્ઞાપાલનની અને નહિ સમજાએલુ સમજવાની તત્પરતા ન હોય, તો તેવી તત્પરતાને મેળવવાનું આપણને મન થાય. રાત્રિનો સમય હોવાથી રસ્તો નિર્જન છે. કોઈ જાણી શકે તેમ નથી કે-શ્રી હરિભદ્ર પુરોહિતને અમુક ગાથાનો અર્થ સમજાયો નથી. એ ગાથાને ઉચ્ચારનાર વૃદ્ધ સાધ્વીજીને પણ એ વાતની ખબર નથી જ કે-તેમના મુખે ઉચ્ચારાએલી ગાથા શ્રી હરિભદ્ર પુરોહિતે સાંભળી છે અને એ ગાથાનો અર્થ એમના જેવા સમર્થ વિદ્વાનને પણ સમજાયો નથી. એક તો શ્રી હરિભદ્ર પુરોહિતની પ્રતિજ્ઞા જાહેરમાં કરાએલી નહોતી અને કદાચ એ પ્રતિજ્ઞા જાહેરમાં કરાએલી હોય તો પણ 'આ વખતે તેમણે તેમની પ્રતિજ્ઞા પાળી નથી'-એવું કોઈ જાણી શકે તેમ પણ નહોતું, એટલે, જો શ્રી હરિભદ્ર પુરોહિતને પોતાની પ્રતિજ્ઞા પાળવી ન હોત, તો તેમને છટકી જવાની તક હતી જ. સાધ્વીજીના મુખે ઉચ્ચારાયેલી ગાથા નહિ સમજાવા છતાં પણ, જો શ્રી હરિભદ્ર પુરોહિત ઉપાશ્રય પાસેથી પોતાના આવાસ તરફ ચાલ્યા ગયા હોત, તો તેમને પોતાના આત્માને અને પરમાત્માને છેતરવા જેવું લાગત તો એ વાત જુદી છે, પણ તેમને કોઈ પ્રતિજ્ઞાભંગનો દોષ દઈ શકે એવું તો નહિ જ હતું. તે સમયને માટે કે ભવિષ્યમાં પણ તેવો

દોષ કોઈ દઈ શકે તેવું નહિ હોવા છતા પણ, શ્રી હરિભદ્ર પુરોહિત પોતાના આત્માને અને પરમાત્માને છળવાને ઈચ્છતા નહોતા; અને એથી જ, શ્રી હરિભદ્ર પુરોહિત સાધ્વીજીના ઉપાશ્રય પાસેથી પોતાના આવાસ તરફ રવાના નહિ થઈ જતાં, સાધ્વીજીના ઉપાશ્રયમાં પેઠા. ઉપાશ્રયમાં સ્વાધ્યાય કરતા સાધ્વીજીની પાસે જઈને, શ્રી હરિભદ્ર પુરોહિતે પોતાનો મનોભાવ નમ્રતાથી વ્યક્ત કર્યો. તેમણે સાધ્વીજીને એ હકીકત સ્પષ્ટ રૂપમા જણાવી કે–"આપે થોડી ક્ષણો પહેલા "चक्कीदुगं हरिपणगं" વાળી જે ગાથા ઉચ્ચારી, તે ગાથાનો અર્થ મને સમજાયો નથી, તો આપ મારો આપના શિષ્ય તરીકેનો સ્વીકાર કરવાની અને મને એ ગાથાનો અર્થ સમજાવવાની મારી ઉપર કૃપા કરો!"

**સાધ્વીજી ગુરૂ પાસે જવાનું કહે છે :**

અહીં સાધ્વીજીનું વર્તન પણ કેટલું બધુ ઉમદા અને મર્યાદાશીલ છે, એ પણ વિચારવા જેવુ છે એ યાકિની નામના સાધ્વી તત્ત્વજ્ઞાતા છે અને એથી પોતાને માટે શાસનની મર્યાદા કેવા પ્રકારની છે, એ વસ્તુને એ સમજે છે આવો માણસ નમતો અને પોતાને શિષ્ય બનાવવાની વિનતિ કરતો આવ્યો છે, એથી સાધ્વીજી જગાય લેવાઈ જતા નથી કે એમને અહંભાવ પણ સ્પર્શતો નથી. એ કારણે એ ડહાપણ નથી ડોળતા પોતાના અધિકારને યાદ કરે છે શ્રી હરિભદ્ર પુરોહિતને સાધ્વીજી સમજાવે છે કે– "તમને એ ગાથાનો અર્થ જાણવાની ઈચ્છા છે એ બહુ

સુન્દર વસ્તુ છે, પણ શ્રી જિનશાસનની મર્યાદા મુજબ એ અધિકાર અમારો નથી. એ અધિકાર અમારા ગુરૂઓનો છે અને તમારે શિષ્ય બનવું હોય તો પણ તમારે અમારા ગુરૂને શરણે જ જવું જોઈએ.” ગુરૂમહારાજ તે વખતે જે સ્થાને વિરાજતા હતા, તે સ્થાન પણ સાધ્વીજી જણાવે છે. હવે શ્રી હરિભદ્ર પુરોહિતે શું કરવું ? કેવળ શબ્દોને જ વળગે, તો તેમની પ્રતિજ્ઞા પૂરી થઈ ગઈ નહોતી ? પોતે તો પોતાની પ્રતિજ્ઞા મુજબ શિષ્ય બનવાને માટે આવ્યા, પણ ખૂદ સાધ્વીજી જ જ્યાં તેમનો શિષ્ય તરીકે સ્વીકાર કરે નહિ, ત્યાં એ શું કરે ? લેવો હોય તો પ્રતિજ્ઞાપાલનનો આત્મસંતોષ પણ લઈ શકાય અને તેમ છતાં પણ કોઈનાય શિષ્ય બનવું પડે નહિ, એવી આ તક છે ને ? પણ, ખરી વાત એ છે–શ્રી હરિભદ્ર પુરોહિતની પ્રતિજ્ઞામાં એવો કોઈ દૂષિત ભાવ હતો જ નહિ, કે જેના યોગે તેમને આવો વિચાર સરખો પણ આવે. એમનો તો એક જ વિચાર કે–“મને ગાથાનો અર્થ સમજાયો નહિ માટે મારે અવશ્યમેવ શિષ્યભાવને સ્વીકારવો જોઈએ અને જે કોઈ મને એ ગાથાનો અર્થ શીખવે તેના મારે શિષ્ય બનવું જોઈએ. વળી–આ સાધ્વીજીએ પોતાની મર્યાદાની રૂએ મને શિષ્ય તરીકે સ્વીકાર્યો નહિ, પણ મેં તો મારા સંકલ્પથી આ સાધ્વીજીને મારા ગુરૂ તરીકે સ્વીકારેલાં જ છે; આથી, આ સાધ્વીજી મને જે કાંઈ કરવાનું કહે તેને મારે માન્ય કરવું જ જોઈએ.” આમ શ્રી હરિભદ્ર પુરોહિતે

સાધ્વીજીએ સૂચવેલ ગુરૂમહારાજ પાસે જવાનો નિર્ણય કર્યો અને સાધ્વીજીના ઉપાશ્રયમાંથી બહાર નીકળીને રાત હતી માટે તે પોતાના આવાસ તરફ ચાલ્યા ગયા.

**ગુરૂમહારાજ દીક્ષા લેવાનું કહે છે :**

આ પછીથી પણ, શ્રી હરિભદ્ર પુરોહિતની પ્રતિજ્ઞા-પાલનની તત્પરતાની ભારે કસોટી થાય છે; અને એ કસોટી-માંથી પણ, શ્રી હરિભદ્ર પુરોહિત ખૂબ જ સફળતાથી પાર ઉતરે છે. બીજે જ દિવસે, શ્રી હરિભદ્ર પુરોહિત, સાધ્વી-જીએ સૂચવેલા ગુરૂમહારાજની સમીપે પહોંચી જાય છે અને રાત્રિએ બનેલો વૃત્તાન્ત વિનય પૂર્વક ગુરૂમહારાજને કહી સંભળાવે છે. ગુરૂમહારાજ પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના જ્ઞાતા છે. આવી તકનો લાભ કેમ સુન્દરમાં સુન્દર પ્રકારે લઈ શકાય અને એમ કરીને, જેના અન્તરમાં શ્રી જૈન શાસન પ્રત્યે દ્વેષ છે-એવા પણ આત્માને શ્રી જૈન શાસનનો પરમ ઉપાસક બનાવી દઈને, કેવી રીતિએ એને તરનાર અને તારનાર બનાવી શકાય, એ તેઓના ખ્યાલમા છે. ગુરૂમહારાજ શ્રી હરિભદ્ર પુરોહિતથી અજાણ્યા નથી અને એથી જ ગુરૂમહારાજ વિચાર કરે છે કે-'આવો 'માણસ જ્યારે આટલી દઢતાથી અને આટલા વિનયથી એક ગાથાના અર્થને સમજવાને માટે આવ્યો છે, તો એને શ્રી જૈન શાસનનો સાર સમજાવી દેવો જોઈએ.તક મળી છે તો, આવા સુયોગ્ય આત્માને,સુયોગ્ય રીતિએ શ્રી જિનમાર્ગને સમજાવવો જોઈએ.' આવા પ્રકારના વિચારથી, ગુરૂમહારાજ, શ્રી હરિ-

ભદ્ર પુરોહિતને કહે છે કે–"શ્રી જૈન શાસનની મર્યાદા એવી છે કે-શ્રી જિનાગમોનો અભ્યાસ કરવાને માટે શ્રી જૈન શાસનની સર્વવિરતિસ્વરૂપ દીક્ષાનો સ્વીકાર કરવો જોઈએ; અને શ્રી જૈન શાસનની દીક્ષા લીધા પછીથી પણ, શ્રી જૈન શાસ્ત્રોની આજ્ઞા મુજબ તપશ્ચર્યાદિ કરવા પૂર્વક જ શ્રી જૈન સિદ્ધાન્તનો અભ્યાસ કરી શકાય. વિનયપૂર્વક વન્દનાદિ કરતે કરતે જ શ્રી જૈન શાસ્ત્રોનો બોધ થાય છે. જો એવી રીતિએ વર્તાય નહિ, તો શ્રી જૈન દર્શનના સિદ્ધાન્તોનું રહસ્ય સમજાય નહિ. આથી, હે ભદ્ર! સાધ્વીના મુખે સાંભળેલી ગાથાના અર્થને જાણવાની હાલ ઉતાવળ કર નહિ અને ઉચિત ક્રિયાનું આચરણ કર!"

ગુરૂમહારાજની કુશળતા :

એક ગાથાનો અર્થ સમજવાને માટે આવેલા શ્રી હરિભદ્ર પુરોહિતને ગુરૂમહારાજે શું કહ્યું, એ સમજાય છે? ગુરૂમહારાજે શ્રી હરિભદ્ર પુરોહિતમાં કેટલી બધી લાયકાત ભાળી હશે, ત્યારે આ કહ્યું હશે? આ માણસ એ છે, કે જેણે શ્રી-જિનપ્રતિમાની અને જૈન ધર્મના ગુરૂઓની ઠેકડી કરતાં પણ સંકોચ અનુભવ્યો નહોતો. એવા માણસને દીક્ષા લેવાનું કહેવું અને એ જો દીક્ષા લેવાને માટે તૈયાર થઈ જાય તો એને દીક્ષા દઈ પણ દેવી, એ ક્યારે બને? આ પ્રસંગમાં આપણને ગુરૂમહારાજની પણ ધર્મદાનની કુશળતાનો અપૂર્વ અનુભવ થાય છે. આવેલાની યોગ્યતાનું માપ કાઢવાની અને યોગ્યને યોગ્ય

રીતિએ ધર્મદાન દેવાની અજબ કુશળતા ગુરૂમહારાજમાં હતી-એવું આમાં દેખાઈ આવે છે. શ્રી હરિભદ્ર પુરોહિતનું એ પણ એક પરમ સદ્ભાગ્ય જ હતું કે-એમને જે સાધ્વીજીનો યોગ થયો, તે સાધ્વીજી પણ ધર્મકુશળ હતાં અને એમને જે ગુરૂમહારાજનો યોગ થયો, તે ગુરૂમહારાજ પણ ધર્મ-કુશળ હતા. આપણને વિચાર કરતાં એમ જરૂર લાગે કે-શ્રી હરિભદ્ર પુરોહિતમાં ગમે તેટલી સુન્દર યોગ્યતા હોવા છતાં પણ, એમને જેવા પ્રકારનાં સાધ્વીજી મળ્યાં અને તે પછીથી એમને જેવા પ્રકારના ગુરૂમહારાજ મળ્યા, તેથી ઊલટા પ્રકારનાં સાધ્વીજીનો કે તેથી ઊલટા પ્રકારના ગુરૂ-મહારાજનો યોગ જો શ્રી હરિભદ્ર પુરોહિતને થયો હોત, તો શ્રી જૈન શાસનને, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જેવા સમર્થ શાસ્ત્રકાર મહાત્મા કદાચ ન સાંપડ્યા હોત. શ્રી હરિભદ્ર પુરોહિતને જે ગાથાનો અર્થ સમજાયો નહિ, એ ગાથા કાંઈ એવી તો નહોતી જ કે-એનો અર્થ માત્ર જૈન સાધુઓને જ કહી શકાય અને અન્ય કોઇને એનો અર્થ કહી શકાય જ નહિ. કોઈ પણ ગાથા આદિનો અર્થ, શાસનના વિરોધી આદિને નહિ કહેવો-એ વસ્તુ જુદી છે; પણ જે ગાથાને અંગે આ પ્રસંગ ઉપસ્થિત થવા પામ્યો છે, એ ગાથાને માટે એવું નહોતું જ કે-એ ગાથાનો અર્થ અસાધુને એટલે ગૃહસ્થપણામાં રહેલાને ન જ કહી શકાય. તમને પણ એ ગાથાનો અર્થ કહી શકાય. આમ છતાં પણ, એ ગાથાના અર્થને જાણવાને માટે આવેલા શ્રી હરિભદ્ર પુરોહિતને,

ગુરૂમહારાજે, દીક્ષા ગ્રહણ કરવા આદિ રૂપ ઉચિત ક્રિયાનું આચરણ કરવાનું જે કહ્યુ, એ ખરેખર, એ ગુરૂમહારાજમાં રહેલા પરમ દૂરદેશીપણાને અને તેમની અનુપમ પરીક્ષકશક્તિને જ સૂચવે છે.

**શ્રી હરિભદ્ર દીક્ષા પણ લે છે:**

ગુરૂમહારાજે તો શ્રી હરિભદ્ર પુરોહિતને દીક્ષા ગ્રહણ કરીને શ્રી જૈન સિદ્ધાન્તોનો ક્રમશઃ યોગ્ય રીતિએ અભ્યાસ કરવાનું કહ્યુ, પણ શ્રી હરિભદ્ર પુરોહિતને માટે તેમ કરવું, એ કેટલુ બધુ ભારી કામ હતું? તમને દીક્ષા લેવાનું મન થઈ જાય, તો દીક્ષા લેવી–એ તમારે માટે જેટલુ સહેલુ છે, તેટલુ સહેલુ એ શ્રી હરિભદ્ર પુરોહિતને માટે નહિ હતું. એમને રાજપુરોહિતપણાનો અને સંસારની સુખસામગ્રીનો જ માત્ર ત્યાગ કરવાનો નહોતો. એમના હૈયે જે ધર્મને વિષે અત્યન્ત આદરભાવ હતો અને જે ધર્મનું અભિમાન હતું, તે ધર્મનો એમને ત્યાગ કરવાનો હતો; તેમ જ, જે ધર્મને વિષે એમના હૈયામાં એથી ઊલટો ભાવ હતો, તે ધર્મનો એમને સ્વીકાર કરવાનો હતો. આ વસ્તુ સામાન્ય નથી અને તેમાય શ્રી હરિભદ્ર પુરોહિત જેવાને માટે તો આ વસ્તુ અત્યન્ત અસાધારણ છે. આમ છતા પણ, એ દુષ્કર કાર્યને કરવાના ગુરૂમહારાજના સૂચનનો પણ શ્રી હરિભદ્ર પુરોહિતે સ્વીકાર કર્યો. જ્ઞાનના અતિશય અર્થિપણા વિના, આ વસ્તુ બને? શ્રી હરિભદ્ર પુરોહિતને એમ લાગ્યું હોય એ સુસંભવિત છે કે–"હું ભલે ઘણું ભણ્યો, પણ હજુ મારે માટે ભણવાનું ઘણું જ બાકી છે. મને એમ

હતું કે-હું કોઈના કોઈ પણ વચનને સમજી શકું નહિ એ બને જ નહિ; પણ શ્રી જૈન દર્શનથી તો હું સાવ અજ્ઞાત છું. આટલું બધું ભણવા છતાં પણ, શ્રી જૈન શાસ્ત્રોનાં કથનોને હું સમજી શકતો નથી, તો આવું અધુરૂં જ્ઞાન મને પાલવે નહિ. મારે એ જ્ઞાન પણ અવશ્ય સંપાદન કરવું જોઈએ અને એ જ્ઞાનને સંપાદન કરવાને માટે જે કાંઈ કરવા યોગ્ય હોય તે પણ મારે કરવું જોઈએ." શ્રી હરિભદ્ર પુરોહિતે શ્રી જૈન સિદ્ધાન્તોનો અભ્યાસ કરવાને માટે દીક્ષિત બનવાનો પણ જે સ્વીકાર કર્યો, એમાંથી એવું પણ ફલિત થાય છે કે-તેઓ જેમ જ્ઞાનના અર્થી હતા, તેમ વિધિના પણ રસિક હતા. ક્રિયા વિધિથી જ ફળે છે, એવું તે માનતા હતા. આજના કેટલાક જ્ઞાનના અર્થિઓ, જ્ઞાનસંપાદનના વિધિની કારમી અવગણના કરે છે, તો એમને જ્ઞાન પણ પ્રાયઃ વિપરીત રૂપે જ પરિણમે છે. ફળના અર્થી આત્માઓએ તો, વિધિપૂર્વકની ક્રિયાનો જ અને તે પણ ભાવપૂર્વક કરવાનો જ આગ્રહ રાખવો જોઈએ. શ્રી હરિભદ્ર પુરોહિતને જેમ જ્ઞાન જોઈતું હતું, તેમ જ્ઞાનનું ફળ પણ જોઈતું હતું; અને એ માટે જ એમણે ગુરૂમહારાજે સૂચવ્યા મુજબ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી.

**આ કાળમાંય, સંસારથી તરવાને માટે શ્રી જિનાગમ એ પરમ આલંબનભૂત છે :**

આ રીતિએ શ્રી હરિભદ્ર પુરોહિત દીક્ષા લે છે. દીક્ષા લઈને તેઓ વિધિપૂર્વક અભ્યાસ કરે છે. શ્રી જૈન દર્શનનું

સિદ્ધાંતોના અભ્યાસ કરતાં, એમના અન્તઃકરણ ઉપર કેવી છાયા પડે છે ? એક વારના કટ્ટર વેદાન્તી અને આ દર્શનના મહા વિરોધી એવા પણ એ, આ શાસનના સિદ્ધાંતોને જાણ્યા પછીથી કહે છે કે–

"कत्थ अम्हारिसा जीवा, दुसमादोसदूसिया ।
हा अणाहा कहं हुंता, जइ न हुंतो जिणागमो ? ॥१॥"

'દુઃષમકાળના દોષથી દૂષિત અને અનાથ એવા અમારા જેવા જીવો, જો શ્રી જિનાગમ ન હોત તો, કેવા હોત ? અર્થાત્–અમારૂં થાત શું ?'–એવો ભાવ એ મહાપુરૂષે સ્પષ્ટપણે વ્યક્ત કર્યો છે ! જો આ શ્રી જિનાગમ ન હોત, તો, અમારા જેવા જીવો ક્યાં હોત અને અમારા જેવાનું થાત શું ?, આવું ક્યારે કહેવાય ? એમને વધુ આગમો મળ્યાં હતાં, એવું નહિ માનતા ! જે આગમો એમને મળ્યાં હતાં, તે આપણને પણ મળ્યાં છે. જે આગમોને જાણીને એ મહાપુરૂષે એમ કહ્યું કે–'શ્રી જિનાગમ ન હોત, તો અમારૂં થાત શું ?'–એ જ આગમો આજે મૌજૂદ છે. તેમ છતાં પણ જો અયોગ્ય દૃષ્ટિથી અને અવિધિથી વાંચવામાં આવે, તો એ આગમો ઊંધી અસર પણ કરે છે, એવું બનતું પણ વર્ત્તમાનમાં જોઈ શકાય છે અને યોગ્ય ગુરૂની નિશ્રામાં યોગ્ય રીતિએ અભ્યાસ કરાય તો અનુપમ લાભદાયક પણ નીવડે છે, એવું બનતું પણ વર્ત્તમાનમાં આપણે જોઈએ છીએ. શ્રી જિનાગમ, એ તો અનુપમ વસ્તુ છે. શ્રી જિનાગમને જે રીતિએ સમજવું જોઈએ

તે રીતિએ સમજે નહિ, તો તેનો ઘણો અભ્યાસ કરે તોય વધારે ઊંધે માર્ગે ચડે, એમાં કોઈ શું કરે ? ભાન ન ગએ, તો માર્ગને ચૂકતાં વાર લાગે નહિ બાકી, આ કાળમાંય, શ્રી જિનાગમ, એ સંસારથી તરવાને માટે પરમ આલંબનભૂત છે.

લઘુતામાં પ્રભુતા વસે, તે આનું નામ:

શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આ રીતિએ શાસનને પામ્યા, સિદ્ધાંતરહસ્યને સમજ્યા અને તે પછીથી સમર્થ શાસ્ત્રકાર બન્યા. એવા મહાપુરૂષનું નામ લેવું, એ પણ મંગળ રૂપ છે. આમ છતાં પણ, એ મહાપુરૂષ કહે છે કે–મારે માથે મંગળ રૂપ ઘણા છે આથી, એ પણ સિદ્ધ થાય છે કે–જેણે મંગળ રૂપ બનવું હોય, તેણે મંગળ રૂપને આધીન બનવું જોઈએ. મંગળ રૂપ પુણ્યપુરૂષોને–તારકોને આધીન નહિ બનતા જે સ્વચ્છન્દી બને, તે તો મંગળ રૂપ ન બને, પણ અમંગળ રૂપ બને.આ મહાપુરૂષમા એ આધીનતા કેટલી બધી હતી, એ જાણો છો ? જ્યાં જુઓ ત્યા એ મહાપુરૂષે પોતાને 'યાકિનીમહત્તરાસૂનુ' તરીકે ઓળખાવેલ છે. કેમ ?

સ૦ ઉપકાર હતો ને ?

શો ? નથી ઉપદેશ આપ્યો, નથી તત્ત્વજ્ઞાન આપ્યું કે નથી વસ્તુ સમજાવીને સંસારથી ખસેડ્યા ! સાધ્વી તો વચ્ચે નિમિત્ત માત્ર, એટલુ જ ને ? છતાં, એ તો એમ જ વિચારે કે–" એ જો એ ગાથા ન બોલ્યાં હોત અને એમણે જો મને ગુરૂની પાસે ન મોકલ્યો હોત તો ? "

આ ઓછી કૃતજ્ઞતા છે ? કૃતજ્ઞતાની પરાકાષ્ઠા છે ને ? ગ્રન્થોમાં પણ છેલ્લે લખનાર કોણ એ જણાવતાં એમ લખ્યું કે–'યાકિનીમહત્તરાસૂનુ.' આપણામાં આટલી કૃતજ્ઞતા નથી, માટે આપણે સંસારમાં આમ ભટકીએ છીએ. મહા સમર્થ શાસ્ત્રકાર બન્યા પછીથી પણ, તેઓ, પોતાને 'યાકિનીમહત્તરાસૂનુ' તરીકે ઓળખાવે એ ઓછી લઘુતા નથી. લઘુતામા પ્રભુતા વસે, તે આનું નામ. આવા મહાપુરૂષે રચેલી આ ધર્મકથાને વાંચવાનું આપણે શરૂ કરીએ છીએ.



## (૨) મંગલાચરણમાં ભગવાન શ્રી ઋષભદેવસ્વામિજી આદિ ભગવન્તોની અને સુરપુષ્પવૃષ્ટિ તથા શ્રી જિનવાણીની સ્તવના.

**શ્રી ઋષભદેવ ભગવાનને નમસ્કાર :**

એ મહાપુરૂષ, ગ્રન્થરચનાની શરૂઆતમા, મંગળ કરે છે. જેમ ગ્રન્થરચનાને અંગે એમને મંગળની જરૂર છે, તેમ જેઓ આ ધર્મકથાને વાંચે કે સાંભળે, તેમને માટે પણ મંગળની જરૂર છે. એ મહાપુરૂષ, પોતાની સાથે બીજાઓને પણ મંગળ રૂપ નમસ્કાર કરાવે છે. પહેલી ગાથામાં એ મહાપુરૂષ ફરમાવે છે કે-'તમે નમો !' કોને ? આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણી કાળમાં થયેલા પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવસ્વામિને ! નમો એમ કહીને અને નામ દઈને, એ મૂકી દેતા નથી. શા માટે હું નમું છું અને બીજાઓને નમાવું છું, તેનું કારણ પણ વિશેષ રૂપે આપે છે. કહે છે કે-એ પરમ પુરૂષે એક મહાભારત કામ કર્યું છે. કયું ? કામદેવને જીતવાનું ! એ કેવો ? અતિશય દુઃખે કરીને જીતાય એવો ! કામને જીતવો, એ કાંઈ સહેલુ કામ નથી. બહુ જ મુશ્કેલ કામ છે. મોટે ભાગે એમ જરૂર કહી શકાય કે-જે કોઈ કામને જીતી શકયા છે, તે અતિશય દુઃખે કરીને જીતી શકયા છે. કામ એટલે ? કામ તે છે, કે જેણે દેવતાઓને અને મનુષ્યોને, દેવેન્દ્રોને અને નરેન્દ્રોને પણ, સારી રીતિએ તાબે કર્યા છે ! એટલું જ નહિ, પણ જેનાં

બાણોનો પ્રસાર વિષમ છે! એવા પણ કામને જે તારકે વિશિષ્ટ પ્રકારે જીત્યો છે, એવા શ્રી ઋષભદેવ ભગવાનને નમસ્કાર કરો! કામને સહેલાઈથી કોણ જીતી શકે? જે પોતાની ઈન્દ્રિયોને ન તો ઉચ્છૃંખલ બનાવી દે અગર ન તો એને કચડી નાંખે એ! જે પોતાની ઈન્દ્રિયોને ન તો એકદમ છૂટી મૂકી દે અથવા તો જે પોતાની ઈન્દ્રિયોને ન તો એકદમ બાંધી લે, એ કામને સહેલાઈ થી જીતી શકે; કારણ કે–પોતાની ઈન્દ્રિયોને જે છૂટી મૂકી દે તે રખડેલ બની જાય, પાયપાલ થઈ જાય અને જે પોતાની ઇન્દ્રિયોને એવી એકદમ રૂંધે તે જીવનમાંથી જાય! ત્યારે, કામને જીતવાને માટે શું કરવું જોઈએ? ઈન્દ્રિયોને અપ્રશસ્ત માર્ગે જતાં રોકવી જોઈ એ અને એને પ્રશસ્ત માર્ગે જોડી દેવી જોઈએ. ઈન્દ્રિયોને અપ્રશસ્ત રસ્તેથી પાછી વાળીને, પ્રશસ્તની પોષક બનાવવી જોઈએ. મહાપુરૂષોએ કામને જીતવાને માટે શું કર્યું? ઈન્દ્રિયોને ઊંધે માર્ગે જતી રોકી અને સીધે માર્ગે જવા દીધી. એ રીતિએ કામને જીતી શકાય. શ્રી ઋષભદેવ ભગવાને કામને વિશિષ્ટ પ્રકારે જીતી લીધો હતો, એ પણ એ તારકની વન્દનીયતામાં કારણભૂત છે. પહેલું કામ તો એ તારકના આત્માએ એ કર્યું કે–ઇન્દ્રિયોને ઉન્માર્ગે જતી અટકાવી દીધી, સન્માર્ગે વાળી દીધી અને તેના પરિણામે દુર્જય એવા પણ કામને એ તારકે વિશિષ્ટ પ્રકારે જીતી લીધો. દુર્જય એવા પણ કામને વિશિષ્ટ પ્રકારે જીતવાના યોગે, એ કેવા બન્યા? ત્રણેય ભુવનમાં મંગળના ઘર

સમા ! મંગળ કોનું નામ ? ધર્મ પમાડે, એય મંગળ ! આત્માને ગુણથી અલંકૃત કરે, એય મંગળ ! આત્માને સંસારથી બહાર કાઢે, એય મંગળ ! સંસારથી બહાર કાઢવાનો રાજમાર્ગ, આ અવસર્પિણી કાળમાં આ ભરતક્ષેત્રમાં પ્રથમ ઉઘાડનાર આ ! પોતે પામ્યા અને બીજાઓને માર્ગ દર્શાવ્યો. જે સ્વયં મંગળમય બને, તે બીજા માટે મંગળ રૂપ જ ગણાય. આથી, ગ્રંથકાર મહાપુરૂષ ફરમાવે છે કે-ત્રણેય ભુવનમાં શ્રી ઋષભદેવ ભગવાન એ મંગળના આવાસભૂત છે. જેને મંગળ-સ્થાન જોઈતું હોય, જેણે મંગળમય બનવું હોય, તેણે બીજે ભટકયા વિના સીધા ત્રણેય ભુવનના મંગળના આલય સમા આવા પુણ્યપુરૂષની પાસે જવું જોઈએ. જેણે સંસારથી નીકળવું હોય, તેણે આવા તારકનું જ શરણ લેવું જોઈએ. હીરા જોઈએ, તો કોની પાસે જવું પડે ?

સ૦ ઝવેરીની પાસે.

તેમ, મંગળ જોઈએ તો આવા અનન્ય તારકોને ત્રિધા શુદ્ધ નમસ્કાર કરવો જોઈએ : અર્થાત્ એવા તારકોની આજ્ઞાને સમર્પિત થઈ જવું જોઈએ. કામના વિજેતા તરીકે અને ત્રણેય ભુવનના મંગળના નિલય તરીકે શ્રી ઋષભદેવસ્વામિને સ્તવ્યા બાદ, ગ્રંથકાર પરમર્ષિ ફરમાવે છે કે-એ તારક વૃષભગતિએ ચાલનાર હતા. વૃષભની ગતિ સુન્દર હોય છે. ભાર ઘણો વહે, છતાં પણ ગતિને એકધારી રાખી શકે. વધુમાં, એ જિન હતા. જિન એટલે ? રાગાદિ શત્રુઓ ઉપર જીત મેળવનારા, રાગાદિ શત્રુઓને જીતનારા. આવા

ભગવાનને તમે નમસ્કાર કરો! આ રીતિએ, ગ્રન્થકાર પરમર્ષિએ પણ નમસ્કાર કર્યો છે અને આપણને પણ નમસ્કાર કરાવ્યો છે.

### આપણે મંગળમય બનવું હોય તો :

રાગાદિ શત્રુઓને જીતવાને માટે, એ તારકના આત્માએ શું કર્યું ? રાગાદિનો નાશ કરનારી જે સામગ્રી, તેના ઉપર ખૂબ ખૂબ રાગ કેળવ્યો : એનાથી વિપરીત વસ્તુ પ્રત્યે તેઓ વિરક્ત બન્યા : અને, રાગાદિ શત્રુઓનો નાશ કરનારી સામગ્રીને તેની વિરૂદ્ધની સામગ્રીથી નાશ પામતી બચાવી ! જો એ તારકે પૂર્વ ભવોમાં એ પ્રવૃત્તિ ન આચરી હોત, તો એ તારક આ પ્રકારના મંગળમય ન બન્યા હોત ! આપણે પણ જો અમંગળમય મટી મંગળમય બનવું હોય, તો આપણે શું કરવું જોઈએ ? એ જ કે—એ તારકની આજ્ઞા મુજબ વર્તવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ. એ તારકની આજ્ઞા શી ? રાગાદિનો નાશ કરનારી સામગ્રી ઉપર ખૂબ રાગ કેળવવો જોઈએ, એની પ્રતિપક્ષી સામગ્રી તરફ વિરક્તભાવ આવી જવો જોઈએ અને એવી પ્રતિપક્ષી સામગ્રી ફસાવે નહિ તથા રાગાદિની નાશક સામગ્રીને તે બગાડે નહિ, એ માટે સાવધ બની જવું જોઈએ. એ રીતિએ આજ્ઞાપૂર્વકની સઘળી નિષિદ્ધ પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરીને અને વિહિત પ્રવૃત્તિઓનો આદર તથા અમલ આચરીને, આત્માને મંગળમય બનાવી દેવો જોઈએ : કારણ કે—વીતરાગતાને પામવાને માટે, શ્રી વીતરાગ પરમાત્માએ ફરમા-

વેલો એ માર્ગ છે. આત્માને મંગળમય બનાવવાને માટે જ મંગળની આચરણા છે. એવા ધ્યેય વિના, મંગળની આચરણા વાસ્તવિક રીતિએ થઇ શકતી નથી અને નામની થાય તોય તે ફળતી નથી.

### શ્રી તીર્થંકરદેવોને માટે ઘસાતું બોલવાની ઇચ્છા, એ પણ તીવ્ર પાપોદય છે:

આ રીતિએ પ્રથમ તીર્થપતિ ભગવાન શ્રી ઋષભદેવ-સ્વામિને નમસ્કાર કરાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, જે તીર્થપતિના શાસનમાં આપણે વર્તીએ છીએ, તે તીર્થ-પતિ ભગવાન શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરાવે છે. શ્રી ઋષભદેવ ભગવાનની જેમ શ્રી મહાવીર ભગવાન, એ પણ મંગલમય વ્યક્તિ છે. ખરેખર, શ્રી તીર્થંકર-દેવોના આત્માઓ એવી જાતિના હોય છે કે-જેઓની સરખામણીમાં બીજાના આત્માઓ આવી શકે જ નહિ. એ આત્માઓનું અન્તિમ ભવનું જીવન, એવી જાતિનું ઉત્તમ અને વિશિષ્ટ હોય છે કે-એ જીવનમાંથી દોષને શોધવાનો વિચાર નરખોય આવવો અગર તો એ જીવનમાં દોષોને કલ્પીને એ કલ્પિત દોષોને વર્ણવવાની બુદ્ધિ જાગવી, એ તીવ્ર પાપોદય વિના બને નહિ. કારણ? એ આત્માઓ એવા તો આરાધ્ય બનીને આવે છે કે-માતાના ગર્ભમાં રહેલા પણ એ તારકોની, ઇન્દ્ર જેવા સમ્યગ્દષ્ટિ

દેવતાઓ, શ્રી નમુત્થુણં સૂત્ર બોલવા દ્વારા સ્તુતિ કરે છે. એ જીવન એવું કે–એમાં કદી વિરાધક દશા આવવાની જ નહિ. એ જીવનને માટે કાંઈપણ ઘસાતું બોલવાની ઈચ્છા થાય, એ જીવનને માટે બીજી વિપરીત વિચારણા આવે, તે કરતા મરણ આવે તો સારૂં–એમ ઈચ્છવું જોઈએ. એવા તારકોની આશાતના કરવાનો વિચાર સરખોય નહિ જ આવવો જોઈએ. એ તારકોનું નામ આવતાની સાથે જ, હાથ જોડાઈ જવા જોઈએ, મસ્તક નમી જવું જોઈએ અને તે પણ હૈયું નમવાના યોગે બનવું જોઈએ. 'એમણે અમુક કેમ કર્યું અને અમુક કેમ ન કર્યું?'–એવા એવા પ્રશ્નો ઉઠાવીને, એ તારકમાં દોષ હતો, એવું દેખાડવાનો પ્રયત્ન કરવો, એ પાપ–પ્રયત્ન છે. મહાપુરૂષોએ તો સદા એ તારકોની અનેક પ્રકારે ઉત્તમતાઓ જ ગાઈ છે. જ્યાં એ તારકોનું વર્ણન આવ્યું, એટલે મહાપુરૂષોનું હૃદય ઢળી જ પડ્યું હોય. એ વાંચતાં આપણને લાગે કે–કેવળ ભકિત ભાવ જ તરવરી રહ્યો છે.

**શ્રી તીર્થંકરદેવોની અનાદિસિદ્ધ ઉત્તમતા :**

શ્રી તીર્થંકરદેવોના જીવનને અંગે બે વિભાગ પાડી શકાય. અન્તિમ ભવ પૂર્વેનું જીવન આરાધક કોટિમાં મૂકાય અને અન્તિમ ભવનું જીવન આરાધ્ય કોટિમા મૂકાય. અન્તિમ ભવ પૂર્વેના આરાધક કોટિના જીવનમાં એ તારકો આરાધ્ય હતા જ નહિ–એવું પણ નથી અને અન્તિમ ભવના આરાધ્ય જીવનમાં એ તારકો આરાધક હોતા જ નથી એવું પણ નથી;

પરંતુ અન્તિમ ભવ પૂર્વેના જીવનમાં આરાધકતાની પ્રધાનતા છે અને અન્તિમ ભવના જીવનમાં આરાધ્યતાની પ્રધાનતા છે. આથી જો કોઇ એમ પૂછે કે-' એ તારકોએ આરાધ્ય જીવનમાં આરાધના કરી છે કે નહિ ? ' તો કહેવું કે-' એ તારકોએ અન્તિમ ભવના આરાધ્ય જીવનમાં પણ આરાધના કરી છે -એનો ઈનકાર નથી, પણ એ આરાધના એ તારકોને આધીન જેવી હતી ' અન્તિમ ભવમાં એ તારકને કોઈ ગુરૂ નહિ; કોઈ પ્રેરણા આપીને માર્ગમાં જોડે એવું નહિ ! માટે તો એ તારકોને સ્વયંભૂ કહેવાય છે. સ્વયંભૂ એટલે સ્વયંસંબુદ્ધ. આ તો અન્તિમ ભવની વાત છે, પણ એ તારકો સમ્યક્ત્વ પામે એમાંય, એમની યોગ્યતા જ પ્રધાન ગણાય છે. પરમ ઉપકારી, સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-એ તારકો ગુરૂના ઉપદેશથી સમ્યક્ત્વ પામે તો પણ એ તારકોની સમ્યક્ત્વપ્રાપ્તિમાં એ તારકોની યોગ્યતાની જ પ્રધાનતા ગણાય. બીજાઓ માટે તેઓ જે નિમિત્તથી સમ્યક્ત્વ પામે તે નિમિત્તની પ્રધાનતા ગણાય, જ્યારે આ તારકો ઉપદેશથી સમ્યક્ત્વ પામે તો પણ એ પ્રાપ્તિમાં એ તારકોની યોગ્યતાની પ્રધાનતા ગણાય શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા જેવા આવું લખે, એટલે ? એ તારકોમા એવું મહત્ત્વ હોય ત્યારે જ એ આવું લખે ને ? મહાપુરૂષોએ, જ્યાં અવસર આવ્યો ત્યાં, એ તારકોની વિશેષતાઓ ખૂબ ખૂબ ઉલ્લાસથી વર્ણવી છે. જેના સ્વભાવમાં અગર મૂળમાં જે ઉત્તમતા ન હોય, તે તેનામાં કદીય આવે જ નહિ. બાવળને ઘસ્યે પણ

સુગંધ નહિ અને ચન્દનને બાળ્યેય સુગંધ. શ્રી તીર્થંકરદેવોના આત્માઓના સ્વભાવમાં યોગ્યતા હતી, માટે તે પ્રગટી. કાંઈ નવી નથી આવી. શ્રી તીર્થંકરદેવોમાં જે યોગ્યતા પ્રગટી, તે તેમનામાં પહેલેથી હતી કે પછીથી આવી ? એ, સ્વભાવની સાથે જોડાયેલી વસ્તુ છે. જેનો જેવો સ્વભાવ નથી, તેનો તેવો સ્વભાવ કદી પણ પ્રગટી શકતો નથી. વસ્તુનો સ્વભાવ, એ જ ખરો ધર્મ. સ્વભાવ ક્યારનો ? કહેવું જ પડશે કે–અનાદિનો. એમ, શ્રી તીર્થંકરદેવના આત્મામાં તીર્થંકર થવાની લાયકાત પણ અનાદિની. શ્રી તીર્થંકરપણું અમુક વખતે આવિર્ભાવ થયું અગર તો થશે–એમ કહેવાય, પણ પહેલાં એ યોગ્યતા કોઇ પણ રીતિએ નહોતી અને પછી જ આવી–એમ નહિ કહેવાય. યોગ્યતા અનાદિથી હતી, પણ તે પ્રગટી અમુક વખતે ! જો જે મર્વથા ન હોય તે ઉત્પન્ન થાય, તો થાંભલામાં પણ કોઈ કાળેય કેવળજ્ઞાન ઉત્પન્ન થવું જોઇએ કે નહિ ? કદી પણ કોઈ થાંભલામાં કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ? નહિ. સ્વ–પરનું કલ્યાણ કરનારા જે ગુણો એ પામ્યા ને જેવા એ સ્વ–પરના કલ્યાણકારી બન્યા, તે ગુણો બીજામાં તે પ્રમાણમાં ન આવે. શ્રી તીર્થંકરનામકર્મને નિકાચવાને માટે અધિક લાયકાત જોઈએ. શ્રી તીર્થંકરનામકર્મને નિકાચવાની લાયકાત કોનામાં હોય ? જે આત્માઓ શ્રી તીર્થંકરદેવ થનાર હોય, તે આત્માઓમાં જ એ લાયકાત હોય. અભવ્યમાં ક્યારે પણ કેવળજ્ઞાન પ્રગટે કે નહિ ? નહિ જ ! ભવ્ય જીવોમાં પણ ભવ્યત્વ રૂપ લાયકાત પહેલેથી હતી કે પછીથી આવી ? પહેલેથી હતી.

તેમ, જે થવાનું હોય તેની લાયકાત પહેલેથી હોય. જેમ ભવ્ય જીવોને માટે ભવ્યત્વ રૂપ લાયકાત અનાદિથી, તેમ શ્રી તીર્થંકરદેવના આત્માઓમા પણ આ લાયકાત અનાદિથી ! માટે કહ્યુ કે–એ આત્માઓ સમ્યક્ત્વ પામે, તેમાં પણ એમની યોગ્યતા પ્રધાન. એ કોઈ નિમિત્તથી સમ્યક્ત્વ પામે, તો પણ એ તારકો પોતાની યોગ્યતાની પ્રધાનતાથી એ પામ્યા, એમ જ કહેવાય. સમજો કે–એ આત્માઓ કોઈ જુદી જ ખાણુના ! જાતિગત એક ચન્દન અને એક બાવળ, ત્યાં શું થાય ? મણિ ઉત્તમ પાકયાં તે મૂળમાં ઉત્તમ ખરાં કે નહિ ? ગમે તેટલી કારીગરી કરે, તોય કાચનાં મણિ બને ખરા ? નહિ જ ! મણિ ઉપર મળ જામેલો હોય અને એથી ઉત્તમતા ઢંકાએલી હોય–એ બને, પણ મણિ ઉપરનો મળ દૂર થતાં મણિમા રહેલી ઉત્તમતા પ્રગટે, તો તેને આશ્રયીને મણિમાં નવી ઉત્તમતા આવી એમ ન કહેવાય. માટી ને સોનું ભેળાં હોય અને એવી માટીને શોધીને સોનું અલગ પાડવામાં આવે, તો તેથી 'માટી સોનું બને છે.'–એમ કહેવાય ? સમજવું જોઈએ કે–લાયકાત મૂળથી જ હોય છે, પણ નવી આવતી નથી. અમુક કાળે પ્રગટે, એ વસ્તુ જુદી છે. તેમ, શ્રી તીર્થંકરદેવમાં કોઈ નવી લાયકાત ઉભી કે ઉત્પન્ન થતી નથી, પરન્તુ મૂળથી જે લાયકાત હોય છે તે પ્રગટે છે અને તે લાયકાત અનાદિથી જ હોય છે.

**જે મૂળમાં નહિ તે કયારેય નહિ :**

શ્રી નમુત્થુણં સૂત્રમાં, પુરિસુત્તમાણં અને લોગુત્ત-

માણું એવાં બે વિશેષણો પણ આવે છે ને? એની ટીકા વાંચો; એનું વર્ણન વાંચો; એમાંથી આ ભાવ નીકળશે. ત્યાં ખુલાસો કર્યો છે કે–ભગવાન લોકમાં ઉત્તમ કેમ? અભવ્યો કરતાં ભવ્યો ઉત્તમ જ છે, તો પછી ભગવાનની વિશેષતા શી? ત્યારે કહ્યું કે–ભગવાન ભવ્ય લોકમાંય ઉત્તમ. શાથી? તો કે–એ આત્માઓમાં જેવા તથાભવ્યત્વાદિ ભાવ હોય છે, તેવા બીજા આત્માઓમાં હોતા નથી. પુરૂષોત્તમ એટલે? પુરિસ નામ શરીર. શરીરમાં જે વસે, તેને પુરૂષ કહેવાય. પુરૂષ એટલે મનુષ્ય જ એમ નહિ. पुरि शयनात् पुरुषा: એ બધામાં ઉત્તમ. શાથી? સહજ તથાભવ્યત્વાદિ ભાવના યોગે. એ તથાભવ્યતા કેવી? શ્રી તીર્થંકરપણાને ઘસડી લાવે તેવી! આવું ન માનીએ, તો પછી એવું માનવું પડે કે–'જે આત્માઓમાં જિન થવાની યોગ્યતા ન હોય, તે પણ જિન થઈ શકે અને જે આત્માઓમાં સિદ્ધ થવાની યોગ્યતા ન હોય, તે સિદ્ધ પણ થઈ શકે.' પણ એવું બને જ નહિ. એવું નહિ બની શકવાનું કારણ છે અને તે એ જ કે–એ સ્વભાવની અને યોગ્યતાની વાત છે. 'જે સ્વભાવ અગર તો જે યોગ્યતા અને અયોગ્યતા મૂળમાં ન હોય, તે કયારે પણ પ્રગટ થાય નહિ.'–એ નિશ્ચય નયની અપેક્ષાએ સુનિશ્ચિત વાત છે.

**-શ્રી વીતરાગ પરમાત્મા પ્રત્યે ભક્તિ નહિ તો સમ્યગ્દર્શન આદિ પણ નહિ:**

આવા પ્રકારે મૂળથી જ ઉત્તમતાને ધરનારા આત્મા-

ઓને માટે, જરાય ઊંધું બોલાઈ જાય નહિ, તેની કાળજી રાખવી જોઈએ. શ્રી અતિમુક્તક મુનિ પાત્રને નાવ બનાવીને આવેલા. એવા આત્માને માટે પણ ભગવાને સ્થવિરોને કહ્યું કે–આશાતના ન કરો. ઈરિયાવહી કરતાં એ કેવળજ્ઞાન પામ્યા, તો એ ઉત્તમતા પહેલેથી હતી ને? પ્રગટી ત્યારે, પણ પ્રગટી ક્યાંથી? મૂળમાં ન હોત, તો તે ન પ્રગટત. એમ, શ્રી તીર્થંકરદેવોના આત્માઓ સદા અજોડ રહ્યા છે અને રહેશે. સામગ્રીવાળી દશામાં જ્યાં સુધી એ તારકો પ્રત્યે ભક્તિ ન જન્મે, ત્યાં સુધી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આવે નહિ. ધર્મ ગુરૂથી મળ્યો હોય, તે છતાં પણ પહેલાં તીર્થપતિને યાદ કરવાનું કારણ જ એ છે કે–એ મૂળ છે. એ ન હોત, તો ધર્મ ન મળત. બીજા પણ આપે છે તે પ્રતાપ એ તારકોનો. શ્રી અરિહંતને જે ન માને, તે સિદ્ધને માનતો હોય, આચાર્યને માનતો હોય, ઉપાધ્યાયને માનતો હોય, સાધુને માનતો હોય, તો પણ તે નકામું! કારણ કે–વસ્તુતઃ એ સિદ્ધને, આચાર્યને ઉપાધ્યાયને કે સાધુને માનતો નથી. આમ, શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં શાસનની એક પણ વસ્તુને નહિ માનનારો માર્ગમાં ટકી શકતો નથી.

### શ્રી તીર્થંકરદેવોની મોહોદયના યોગવાળી ક્રિયા પણ મોહાધીનતાથી થઈ એમ ન કહેવાય:

ભગવાન શ્રી મહાવીરદેવના જીવનમાં વિશેષતાઓ બહુ બની છે. એ બધા બનાવોને રીતિસર ઘટાવવા જોઈએ. જે

બનાવોને જે રીતિએ ઘટાવવા જોઈ એ તે રીતિએ ન ઘટાવાય અને ઊલટી રીતિએ ઘટવાય, તો શું થાય ? આરાધનાને બદલે વિરાધના. ભક્તિના સ્થાને આશાતના. શ્રી જિનેશ્વરદેવોના જીવનમાં જે બનાવો બને, તે કર્મની આધીનતાથી બને કે સાવધાનીપૂર્વક બને ? છોકરાને દૂધ પાતાં પાતાં પણ સુવિવેકી આત્મા નિર્જરા પણ કરી શકે છે. મોહથી પાય તો પાપ એમા ના નહિ, પણ એમ થાય કે–શાસનને સોંપવા જેવી વસ્તુ મને મળી છે, તે શાસનને સોંપવાને માટે આને પોષું, તો ? અહીં રહેલાઓમા પણ કોઈ આત્મા આવો વિવેકી નીકળી જાય, તો શ્રી તીર્થંકરદેવની કરણી અન્તિમ ભવમા વિવેકશૂન્ય કેમ જ હોય ? આવે ત્યારે ત્રણ જ્ઞાન સાથે. કેવા ? નિર્મળ કોટિનાં. એવા ત્રણ જ્ઞાનના ધણીની કરણીને જો વિવેકપૂર્વકની નહિ માનીએ, તો પછી કોની કરણીને વિવેકપૂર્વકની માનીશું ? જે બનાવો બન્યા, તે કર્મના ઉદય યોગે જ બન્યા–એની ના નથી; તેવા પ્રકારનું કર્મ ન હોત, તો એ ન બનત; પણ એ વખતે ભગવાન મોહને આધીન થયેલા હતા, એમ કહેવું એ પાપ છે. પરણવું એ મોહની ક્રિયા ખરી ને ? ખરી, છતાં પણ ભગવાન મોહાધીન બનીને પરણ્યા–એમ ન કહેવાય. પૂર્વભવમાં એવું કે–સંયમાદિની આરાધનાને માટે ભગવાનની આજ્ઞા મુજબ સુગુરૂનો સ્વીકાર કરવો જ જોઇએ. એવા સમયે જો ભગવાનની આજ્ઞાનો અનાદર કરવા દ્વારા સુગુરૂની આજ્ઞામાં ન રહે, તો મિથ્યાદૃષ્ટિ ! અને છેલ્લા ભવમાં એમને માથે

કોઈ ગુરૂ નહિ. સ્વયં જગદ્‌ગુરૂ. સામાયિક ઉચ્ચરતાં, એ, ભન્તે ન બોલે. એ તારકે મોહનીયને ટકાવી રાખવાની ક્રિયા પણ કરી છે. કેમ કરી ?–એ ન પૂછાય. એમને માટે એ ઉચિત હતું, માટે એમણે એમ કર્યું. આજે ભગવાનના જીવનની અમુક અમુક ક્રિયાને મોહાધીનતાથી થયેલી તરીકે ઠસાવવાના પણ કારમા પ્રયત્ન થાય છે. મોહોદયના યોગે અને મોહાધીનતાથી–એ બે વચ્ચે ઘણો જ મોટો ફરક છે, એ સમજવાની પણ જરૂર છે. મોહની ક્રિયા થાય તો તે મોહોદય વિના થાય નહિ, પણ મોહાધીનતાથી જ એ બને એમ નહિ. મોહાધીનતા એટલે વિવેકનો અભાવ. શ્રી તીર્થંકરદેવોની કરણી એવી ન જ હોય. એ તારકની કોઈ પણ ક્રિયાને વિવેકશૂન્ય ન કહેવાય. જો શ્રી તીર્થંકરદેવો પ્રત્યે વાસ્તવિક કોટિનો ભક્તિભાવ જાગે, તો આ વસ્તુ સહજમા સમજી શકાય તેમ છે. આપણે મંગળ કરવું છે, એ માટે એવા અપમંગળોને પણ આપણે ટાળવાં જ પડશે.

### પુણ્યાનુબંધી પુણ્યના યોગે અને પાપાનુબંધી પુણ્યના યોગે મળતી સામગ્રી વચ્ચેનું અન્તર :

ભગવાન શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરાવતાં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–એ તારક, પરમ શ્રીથી વધે જતા હતા. શ્રી તીર્થંકરદેવોના આત્માઓ, જ્યારથી દેવભવમાંથી ચ્યવે ત્યારથી અગર તો નરકગતિમાંથી ઉદ્‌વર્તન પામે ત્યારથી, આંતર અને બાહ્ય શ્રીથી વધતા જ જાય છે. બધા તીર્થપતિઓના આત્માઓને માટે, એ સરખો ક્રમ છે. શ્રી તીર્થપતિઓની સ્તુતિ કરતાં, મહાપુરૂષોએ

વાપરેલાં વિશેષણો, મોટે ભાગે એવાં સર્વસામાન્ય હોય છે કે-બધા જ તીર્થપતિઓને એ વિશેષણો લાગુ થઈ શકે. એ તારકોની અન્તિમ ભવની અવસ્થા એવી હોય છે કે-રોજ રોજ એ પરમ શ્રીથી વધતા જ જાય અને જેમ જેમ એ પરમ શ્રીથી વધતા જાય, તેમ તેમ એ તારકો માનથી ખસતા જાય. આપણી કયી દશા છે? તમને જેમ જેમ લક્ષ્મી વધતી જાય, તેમ તેમ જો એનો મદ વધતો જાય, દુર્ગુણો વધતા જાય, મનની પ્રવૃત્તિ ઉન્માર્ગે વધારે ઘસડાય, તો તમારે માનવું કે-પાપાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી એ લક્ષ્મી છે: અને, લક્ષ્મી આવવાની સાથે જો અભિમાન ઘટતું જાય, સદુપયોગની ભાવના વધતી જાય, સાચી નમ્રતા આવતી જાય, વાસ્તવિક કોટિની દયાશીલતા આવતી જાય, તો માનવું કે-પુણ્યાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થયેલી એ લક્ષ્મી છે. શ્રાવકોને જેમ જેમ લક્ષ્મી આદિ સામગ્રી વધતી જાય અને સાધુઓને જેમ જેમ જ્ઞાન,માનપાન આદિ વધતાં જાય, તેમ તેમ જો ઘમંડ આદિ દુર્ગુણો પણ વધતા જાય, તો માનવું કે-એ પાપને ઘટાડનાર નથી પણ વધાવનાર છે. જ્ઞાન ભણતે ભણતે જો ઘમંડ વધવા માંડે, તો એટલો વખત ભણવાનું બંધ કરી દઈને આત્માને સમજાવવો; વિનય, વૈયાવચ્ચ આદિમાં પ્રવૃત્ત થવું. વૈદ્ય એકને ખાવાનું કહે અને બીજાને ભૂખ્યા રહેવાનું કહે; જેવી જેની હોજરી. તેમ, અહીં પણ યોગ્યતા જોવી પડે. પુણ્યાનુબંધી પુણ્યના યોગે મળતી સામગ્રી દુર્ગુણપ્રેરક નહિ પણ સદ્ગુણપ્રેરક હોય છે. શ્રી તીર્થંકરદેવોની લક્ષ્મી કેવી? પુણ્યાનુબંધી પુણ્યથી આવેલી કે પાપાનુબંધી પુણ્યથી આવેલી?

બાહ્ય લક્ષ્મી પુણ્યાનુબંધી પુણ્યથી આવેલી અને આંતરિક લક્ષ્મી કર્મના શુદ્ધ ક્ષયોપશમાદિના યોગે પ્રગટેલી. શ્રી તીર્થંકરદેવોના આત્માઓ અન્તિમ ભવમાં આવવાને માટે ઉદ્વર્તન પામે અગર ચ્યવે, ત્યારથી એ તારકોની આંતરિક અને બાહ્ય-બન્ને પ્રકારની લક્ષ્મી વધ્યા કરે. આથી કથાકાર મહર્ષિ ફરમાવે છે કે-' હે ભવ્ય જીવો ! તમે તે શ્રી વર્ધમાનસ્વામિજીને ભાવપૂર્વક નમસ્કાર કરો, કે જેઓ પરમ શ્રીથી વધ્યે જતા હતા ! '

### શ્રી તીર્થંકરદેવ ગુરૂ ન કરે તોય જગદ્‌ગુરૂ અને આપણે તેમ કરીએ તો વિરાધક :

ભગવાન શ્રી મહાવીર પરમાત્માની સ્તુતિમાં પ્રથમ વિશેષણ ' परमश्रिविवर्द्धमाणं ' છે, અને બીજું વિશેષણ ' पणट्ठमाणं ' છે. કહે છે કે-પરમશ્રીથી વધતા હોવા છતાં પણ, પ્રકર્ષે કરીને નાશ પામી ગયેલું છે જેમનું માન, એવા શ્રી વર્ધમાનસ્વામિજી હતા શ્રી જિનેશ્વરદેવ એટલે ? અસંખ્ય ઇન્દ્રોના સ્વામી. અસંખ્ય ઇન્દ્રોના સ્વામી હોવા છતાં પણ, એનું એ તારકને જરાય અભિમાન નહિ હતું. ખરેખર, એ સાહ્યબી એવી હોય છે કે-એ એવાને જ પચે એટએટલી સાહ્યબી છતા, એ, છદ્મસ્થપણામાંય એમની વિરક્તિને ટક્કર મારી શકે નહિ, એ સામાન્ય વાત છે ? એ સામગ્રી વચ્ચે બીજાની એવી વિરક્તિ ટકે, એમ લાગે છે ? પૂર્વે એ આત્માઓ એવી ભાવના અને એવી આરાધના કેળવીને આવ્યા છે કે-છદ્મસ્થ દશામાંય એમની વિરક્તિ

જીવતી ને જાગતી રહે છે; ક્યાંય એ મુઝાતા નથી કે લેપાતા નથી. બીજાને સહાયની જરૂર; આમને સહાયની જરૂર નહિ. કોઈનીય સહાય એ માગે નહિ. એમને માથે કોઈ ધર્મગુરૂ નહિ. એ ગુરૂ ન જ કરે તોય જગદ્ગુરૂ કહેવાય : અને એ તારકનું ગુરૂ નહિ કરવાનું અનુકરણ કરીને જો આપણે ગુરૂ ન કરીએ, તો આપણે વિરાધક જ બનીએ.

**ભોગ ભોગવે છતાં વિરક્ત :**

ભોગોના ભોગવટામાં એ બેઠા હોય, ત્યારેય એમને ભોગરક્ત કહેવા, ભોગને આધીન થઇ ગયેલા કહેવા, મોહથી મુઝાએલા કહેવા, એ પાપ છે. એ તારકોના ભોગો પણ, એ આત્માઓને માટે, ભોગાવળી કર્મના ઉદય રૂપ રોગની ઔષધિ સમાન હોય છે. એમના ભોગો, ભોગફળ કર્મ રૂપ રોગને ખસેડનારા બને છે. મહાપુરૂષોએ એમના ભોગોને પણ એમના ભોગફળ કર્મના નાશક ઔષધ રૂપે ઓળખાવ્યા છે : કારણ કે–એ આત્માઓ ઘોર રાગની લાગે તેવી પણ ક્રિયા કરે, તો પણ તે વિવેકપૂર્વક કરે અને અનાસક્તપણે કરે. શ્રી જિનેશ્વરદેવોને પણ મોહે મુઝવ્યા, એમ કદી પણ નહિ બોલતા. એ તારકોનું જીવન ખૂબ સમજપૂર્વક અને ખૂબ મનનપૂર્વક વાંચો અને સાંભળો, કે જેથી એ તારકો પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ જાગે.

**ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ જો પાણિગ્રહણ કરે, તો તેનો હેતુ શો?**

લગ્નની વાત વખતેય, એ તારકોની વિરક્તિ ઝળ-

હળતી હોય એ તારકોને જો એમ જ લાગે કે-'મારૂં ભોગાવળી કર્મ પાણિગ્રહણ કર્યા વિના જાય તેવું નથી' -તો જ તેઓ પાણિગ્રહણ કરે. મોહને આધીન થઇને, ભોગથી મુઝાઈ ને, ભોગની ભાવનાથી આકર્ષાઈ ને, એ તારકો પાણિગ્રહણ કરે એ બને નહિ! આથી કહેવું જોઈએ કે-એ તારકોને માટે પાણિગ્રહણ એ પણ એ તારકોના ભોગાવળીનો નાશ કરવાનો ઉપાય. કોઇ કહેશે કે-ભોગાવલીના નાશ માટે પણ આવો નીચ ઉપાય ? તો કે-હા, કેટલાક આંતર શત્રુઓ એવા હોય છે કે-જેમનો નાશ કર્યા વિના ચાલે તેમ ન હોય અને નીચ ઉપાયનો આદર કર્યા વિના એ શત્રુઓ નાશ પામે તેવા ન હોય. એવા વખતે, નીચ ઉપાયનો આદર કરીને પણ, એ શત્રુને હણવા જોઈએ. એ તારકના આત્માઓને માટે, પાણિગ્રહણ, એ પણ એવો ઉપાય છે! આથી સમજી શકાશે કે-જેઓ એમના પાણિગ્રહણને મોહાધીનતાની કક્ષામા લઈ જવા માગતા હોય અગર એવું બોલતા કે લખતા હોય, તેઓ અજ્ઞાન છે, અને શ્રી જિનેશ્વરદેવોની ઘોર આશાતના કરનારા છે. 'શ્રી લોકપ્રકાશ' ગ્રંથમા આ વિષયમાં સ્પષ્ટ ખુલાસો છે. એ તારકોને પણ જો આપણે કેવળ પ્રાકૃત માણસ જેવા માની લઈએ, માત્ર માતા-પિતાના આગ્રહને આધીન થઈ ને એ પરણ્યા-એમ માની લઈએ, તો શ્રી નેમનાથ ભગવાન કેમ માતા-પિતાના આગ્રહને આધીન થઈ ને પરણ્યા નહિ? ભગવાન શ્રી મહાવીર વિનીત હતા અને શ્રી નેમનાથ

ભગવાન વિનીત નહોતા ? ભગવાન શ્રી મહાવીરદેવ માતા-પિતાના ભક્ત હતા અને શ્રી નેમનાથ ભગવાન માતા-પિતાના ભક્ત નહોતા, એમ ? શ્રી મહાવીર ભગવાન બહુગુણી અને શ્રી નેમનાથ ભગવાન અલ્પગુણી, એમ ? આવું રખે બોલતા ! આવો વિચાર આવે તોય સમજવું કે-એ પાપનો ઉદય. એમા, શ્રી મહાવીર ભગવાનના ગુણની વસ્તુતઃ પ્રશંસા નથી, પણ શ્રી તીર્થંકરદેવોની ઘોર આશાતના છે. શ્રી નેમનાથ ભગવાનને જ્યારે ખૂબ આગ્રહ કરવામા આવ્યો છે અને બીજા તીર્થપતિઓનાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે, ત્યારે એ તારકે સ્પષ્ટપણે કહ્યું છે કે-' હું ક્ષીણ-ભોગકર્મા છું. ' બીજા એક એવા પ્રસંગમાં, એક શ્રી જિનેશ્વરદેવે સાફ કહ્યુ છે કે-' સઘળા તીર્થપતિઓનાં જીવનચરિત્રોને હું જાણું છું. જેમણે પાણિગ્રહણ કર્યું, તેમને તે કર્મ બાકી હતું અને મારે બાકી નથી. ' કોઈ પણ શ્રી જિનેશ્વરદેવના ચરિત્રને વાંચીએ અને વર્ણવીએ, ત્યારે બીજા તીર્થપતિઓનાં જીવનો પણ સર્વથા ખ્યાલ બહાર નહિ જવાં જોઈએ. શ્રી નેમનાથ ભગવાને આગ્રહ માન્ય રાખ્યો નહિ, માટે એ હીનગુણી, માતા-પિતા પ્રત્યે ઓછી ભક્તિવાળા, અવિનીત-એમ પણ ન કહેવાય અને શ્રી મહાવીર ભગવાને આગ્રહ માન્ય રાખ્યો, માટે શ્રી નેમનાથ ભગવાન કરતાં એ બહુગુણી, એમના કરતાં માતા-પિતા પ્રતિ વધુ ભક્તિવાળા અને એમના કરતાં વિશેષ વિનીત-એમ પણ ન જ કહેવાય. જેઓ એવી

જાતિની પ્રશંસા કરે છે, તેઓ વસ્તુતઃ ભકિત નથી કરતા, પણ આશાતના જ કરે છે. એ તારકોના જીવન ઉપર, એ જાતિની કોઈ પણ ટીકા કરવી, એ પણ મહા પાપ છે.

**એમની સાહ્યબી એમને જ પચે :**

જેમ જેમ એ તારકોની સાહ્યબી વધે, તેમ તેમ એ તારકોનો માનકષાય ઘટવા માંડે. દુનિયાના જીવોની મોટા ભાગે એ દશા કે-થોડી સાહ્યબી કે સત્તા મળી જાય, તો ઘમંડનો પાર ન રહે! આથી તો કહેવાય છે કે-એમની સાહ્યબી એમને જ પચે. પૂર્વની અનુપમ કોટિની આરાધનાનું એ ફળ છે.ગમે તેવી અને ગમે તેટલી ઉત્તમ કોટિની દુન્યવી સામગ્રી આવી આવીને ખડકાય, છતાં પણ એ તારકને એનું લેશ માત્ર પણ અભિમાન ન આવે. કહેવાય છે કે-ચક્રવર્તિનાં ભોજન ચક્રવર્તી જ પચાવી શકે; બીજાને એ ન પચે. તેમ, આમને માટે. એ એવી આરાધના કરીને આવ્યા છે કે-અસંખ્ય ઇન્દ્રોનું સ્વામિત્વ, અસંખ્ય ઈન્દ્રો એમની સેવા માટે તત્પર, સાહ્યબીનો પાર નહિ, છતાં એનું અભિમાન નહિ. એમાનું કાંઈ એ તારકોના આત્માઓને મુઝવે નહિ. એ જન્મે ત્યારે ઈન્દ્રો એ તારકને મેરૂ પર્વત ઉપર લઈ જાય, અભિષેક કરે, ખોળામાં લે અને બીજું પણ જે કાંઇ કરે તે અતિ નમ્ર સેવકની જેમ જ કરે, છતાં એ તારકની આંખનું પોપચું પણ અભિમાનથી ઉંચું થાય નહિ. જરાય ઉત્સેક એમને સ્પર્શે નહિ. આ કમ સામર્થ્ય છે? આટલી બધી ગંભીરતા બીજો કોણ રાખી શકે?

**સંસારાવસ્થામાં પણ યોગી જેવા :**

માટે કહ્યું કે–પ્રકર્ષે કરીને નાશ પામી ગયેલું છે માન જેમનું એવા! પછી? વિશુદ્ધ અને શ્રેષ્ઠ જ્ઞાનને ધરનારા. દેવલોકમાંથી ચ્યવે અગર નરકમાંથી ઉદ્વર્તન પામે, ત્યારે ત્રણ જ્ઞાન સાથે જ હોય. તેય નિર્મળ કોટિનાં. કયાં? મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન. દીક્ષા લેતાંની સાથે જ ચોથું મનઃપર્યવજ્ઞાન પ્રગટે અને તે પછી જેની વિશુદ્ધતાની જોડી નથી એવા શ્રેષ્ઠ કેવળજ્ઞાનને પામે! પછી? ચાલ્યા ગયા છે યોગો જેમના એવા. યોગિઓના સ્વામી. એ એવા યોગી, કે જેનો જગતમાં જોટો નહિ. યોગી તે, કે જેને દુનિયાનો કોઈ પણ પદાર્થ મુઝવે નહિ. એમણે કયો ગુણ કેળવ્યો નહોતો? એ તારકની યોગદશા સ્વાભાવિક અને બીજા તો કેળવે ત્યારે કેળવાય! પૂર્વની આરાધનાથી આવેલી આત્માની અનુપમ નિર્મળતાના યોગે, એ તારક સંસારાસ્થામાંય યોગી જેવા ગણાય; કારણ કે–એમને દુનિયાનો કોઈ પદાર્થ મુઝવી શકતો નથી.એ તારકો સ્વયંસંબુદ્ધ હોય છે. એ તારકો જે બોધ પામે છે તે એ સ્વયં પામે છે, પણ બીજાના ઉપદેશથી જ એમ નહિ. એમની બોધપ્રાપ્તિને માટે પણ, એમની યોગ્યતાની જ પ્રધાનતા આપણે કહી આવ્યા છીએ. પ્રથમ સંબોધમાં પણ એ દશા. એ સમ્યક્ત્વ પણ કેવું? બીજાઓના કરતાં વર, શ્રેષ્ઠ. કથાકાર પરમર્ષિ આ બધી બાબતો જણાવવાપૂર્વક ભગવાન શ્રી મહાવીર પરમાત્માને ભાવપૂર્વક નમસ્કાર કરવાનું કહે છે; અને એ માટે એ ઉપકારી ફરમાવે છે કે–"હે ભવ્ય જીવો! પરમ શ્રીએ કરીને વૃદ્ધિને પામતા, પ્રકર્ષે કરીને

નાશ પામી ગયેલું છે માન જેમનું એવા, વિશુદ્ધ અને શ્રેષ્ઠ એવા કેવળજ્ઞાનને ધરનારા, ચાલ્યા ગયા છે યોગો જેમના એવા, યોગિઓના સ્વામી અને સ્વયંસંબુદ્ધ એવા શ્રી વર્ધમાનસ્વામિને ભાવપૂર્વક એટલે કે મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક તમે નમસ્કાર કરો!" નમસ્કાર કરો-એમ કહેવામાં, કથાકાર પરમર્ષિનો પોતાનો નમસ્કાર તો ગર્ભિત રીતિએ આવી જ જાય છે. પરમ ઉપકારી, સુવિહિતશિરોમણિ, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી જિનશાસનની યુક્તિયુક્તતાને અને ઈતર શાસનોની યુક્તિરહિતતાને દર્શાવવાને માટે કહેલા વચનોને નામે, ઊંધા માધ્યસ્થ્યભાવને પુષ્ટ કરનારાઓએ, આ વિચારવા જેવું છે. એ મહાપુરૂષ કોને નમસ્કાર કરે છે અને કરાવે છે? આ સૂચવે છે કે-આય સાચું અને તેય સાચું, આય માન્ય અને તેય માન્ય, એવી દશા એ મહાપુરૂષની અંશે પણ નહોતી સાચું, નિઃશંક અને કલ્યાણકારી તો આ જ, એવો એ મહાપુરૂષનો દૃઢ અભિપ્રાય હતો, એ વાત આથી પણ સિદ્ધ થાય છે.

### શ્રી અજિતનાથ ભગવાનથી શ્રી પાર્શ્વનાથ ભગવાન સુધીના બાવીસે શ્રી તીર્થપતિઓની સ્તવના :

આ રીતિએ કથાકાર પરમર્ષિ, વર્ત્તમાન ચોવીસીના પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવ ભગવાનની અને ચરમ તીર્થપતિ શ્રી મહાવીર ભગવાનની સ્તુતિ કરી આવ્યા. આપણે જાણીએ છીએ કે-આ ભરતક્ષેત્રને વિષે, દરેક

**શ્રી ધર્મતીર્થના પ્રવર્તન સમયે શ્રી જિનેશ્વરદેવો ઉપર દેવોએ કરેલી કુસુમવૃષ્ટિ તમારૂં મંગલ કરો !**

આ પછી, ગ્રંથકાર પરમર્ષિ મંગલમય આશીર્વાદ આપે છે પહેલા પરમ તારકોને નમસ્કાર કરાવવા દ્વારા શ્રોતાઓને મંગલમય બનાવ્યા, અને શ્રોતાઓને મંગલમય બનાવ્યા પછીથી, કથાકાર પરમર્ષિ શ્રોતાઓને મંગલમય આશીર્વચન સંભળાવતા ફરમાવે છે કે —

"उवणेउ मंगलं वो, जिणाण मुहलालिजालसंवलिआ ।
तित्थपवत्तणसमए तिअसविमुक्का कुसुमवुट्ठी ॥ ४ ॥"

શ્રી જિનેશ્વરદેવોએ જ્યારે શ્રી ધર્મતીર્થનું પ્રવર્ત્તન કર્યું, તે સમયે દેવતાઓએ કુસુમોની વૃષ્ટિ કરી હતી એ કુસુમોની વૃષ્ટિ કેવી હતી ? શબ્દ કરતા એટલે ગુંજતા એવા જે ભ્રમરો, તેની શ્રેણીથી મિશ્રિત હતી એ વાતને આગળ કરીને, કથાકાર પરમર્ષિ અહીં કહે છે કે–' શ્રી ધર્મ-તીર્થના પ્રવર્ત્તન સમયે, શ્રી જિનેશ્વરદેવોના ઉપર દેવ-તાઓએ વરસાવેલી અને શબ્દ કરતા ભ્રમરોની શ્રેણીથી મિશ્રિત એવી કુસુમવૃષ્ટિ, તમારૂં કલ્યાણ કરો !' આવો મંગલમય આશીર્વાદ, આ કથાના વાચનારાઓને અને સાંભળનારાઓને, કથાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આપે છે ! આપણને આ પ્રકારનો આશીર્વાદ જોઈએ છે ને ? જરૂર, કારણ કે–એથી વિઘ્નો ટળે અને પરિણામે આપણો આ પ્રયત્ન સિદ્ધિદાયક નીવડે, એવી આપણી અભિલાષા છે

**મોહક વસ્તુઓ પણ મોહનાશનું કારણ બની શકે છે:**

આ ઉપરથી, એ વસ્તુ પણ સિદ્ધ થાય છે કે-શ્રી જિનેશ્વરદેવો તો મંગલમય છે જ, પરન્તુ એ તારકોની ભક્તિમા વપરાતા દ્રવ્યો પણ મંગલમય બની જાય છે જે દ્રવ્યો શ્રી જિનેશ્વરદેવોની ભક્તિમા વપરાય, તે દ્રવ્યોમાય ઉત્તમતા આવી જાય છે એની એ ચીજો જો બીજે હોત તો તે રાગાદિ પેદા કરવામા નિમિત્ત બનત અને અહી વપરાઇ એટલે રાગાદિનો નાશ કરવામા નિમિત્તભૂત બની સામાન્ય રીતિએ ભગવાન ઉપર ચઢેલા પુષ્પોને લઈને તેને સુંઘવાનુ મન કોઈને નહિ થાય, પણ એના એ પુષ્પો બગીચામા કે તેવા બીજા કોઈ સ્થળે હોય તો ? કોઈનો સારો, કારીગરીવાળો બંગલો જોઈને, એવો બંગલો રહેવા મળે તો ઠીક-એમ દુનિયાના જીવોને હજુ થાય, પણ ગગનચુંબી જિનમંદિર જોઈને એવી ઇચ્છા થાય ખરી ?

સ૦ નહિ જ

કેમ નહિ ? એ વસ્તુ એવા સ્થાને ગોઠવાઈ છે કે-રાગને બદલે વિરાગ પેદા કરવામા એ નિમિત્ત બને ભારે કર્મિને એવા સ્થાને પણ એવી વસ્તુઓને જોઇને વિપરીત વિચારો આવે, પણ તે તેની મહા નાલાયકાત છે બાકી સામાન્ય નિયમ તો એ જ કે-યોગ્ય અને ઉત્તમ જગ્યાએ વપરાએલી ઉચિત સામગ્રી, તે મોહક હોવા છતા પણ, જોનારમા મોહ પેદા કરનારી નીવડતી નથી, પણ મોહના

નાશની ભાવનાને પેદા કરનારી નીવડે છે. આણુની કારીગરી જોઈ, ઇતિર જોનારને પણ એમ થાય છે કે–પુણ્યશાલિએ કમાલ કરી છે. જેવા જનારા યુરોપિયનો પણ એમ કહેતા હતા કે–આ લોકોની દેવભક્તિ જબરી! આવો વિચાર શાથી આવવા પામે? એ સ્થળ એવું છે કે–'કારીગરી ભક્તિના યોગે.'–આ વાતને એ ભૂલવા દે નહિ. ત્યારે, યોગ્ય જગ્યાએ ગોઠવાએલા પુદ્ગલોમાં પણ એ જાતિનો ગુણ આવી જાય છે ને?

**તારકનું દર્શન અને સ્પર્શન વગેરે:**

આ દ્રવ્યપૂજાનો મહિમા છે અનુમોદનાના યોગે, એ કુસુમવૃષ્ટિ પણ બીજાને મંગલ માટે થાવ, એવો જ આ આશીર્વચનમાં ભાવ છે ને? આમ હોય, પછી શ્રી જિનેશ્વરદેવને જે ઓળખે, તેને એ તારકની પૂજા કર્યા વિના ચેન પડે ખરૂં? જેના નામસ્મરણથી ભવસાગરથી પાર ઉતરવું હોય, ત્યાં પ્રેમ કેટલો હોય? એ તારકનો આકાર જોઈ ને, ભકતાત્મા કેટલો ઝૂકે? કેમ ઝૂકે? પરમ સ્નેહિનો, એનો સતત વિરહ હોય ત્યારે, આકાર જોઈ ને પણ કેવો ઉછાળો આવે છે? રાગનો જ્યાં અતિરેક હોય છે, ત્યાં છબીને પણ ભેટવાનું–હૈયે લગાડવાનું મન થઈ જાય છે: તેમ, જ્યા એમ માન્યું કે–આ ત્રણ લોકના નાથ છે, અમારા અને સૌના તારક છે, આ જ શરણભૂત છે, એ પછી, એમના આકારનું દર્શન કરવાનું મન ન થાય, એ બને? એમને સ્પર્શવાનું મન ન થાય, એ પણ બને? એમની આગળ,

એમની સેવામા, ઉત્તમમા ઉત્તમ વસ્તુ મૂકવાનુ મન ન થાય, એ બને ? નહિ જ ને ?

શ્રી જિનમન્દિર કેવું હોય?

એ જાતિનો શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે સૌનો ભકિતભાવ હોય, તો શ્રી જિનમન્દિરોની આવી હાલત હોય ? જ્યા ત્રીસ હજાર જેટલા જૈનોની વસતિ હોય, એમા અનેકાનેક શ્રીમતો પણ હોય, ત્યા શ્રી વીતરાગનુ મન્દિર કેવુ હોવુ જોઈએ ? શ્રી જિનમન્દિર એટલે ? અનેક આત્માઓને બોધિ પામવાનુ સ્થળ અનેક આત્માઓ, એ અવસર બનને પામીને, પોતાના બોધિને નિર્મળ બનાવે એ સ્થળ એવુ સુદર ને એવુ આકર્ષક જોઈએ કે-દુનિયાના જીવો સહેજે ખીચાઈ આવે અને શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિના દર્શન કરી જાય એ બધાવનારમા ઉદારતા કેટલી જોઈએ ? એનો મહિમા વધારવા અનુકપા કેટલી જોઈએ ? મન્દિરનો કોઈ પણ કારીગર નાખૂશ થઇને નહિ જવો જોઇએ, પણ ખૂશ થઈને જવો જોઇએ શ્રી જિનમૂર્તિ ભરનારનુ પણ ઉત્તમ પ્રકારે સન્માન કરવાનુ વિધાન છે એના સોદા ન હોય જ્યા એ મૂર્તિ ઘડતો હોય, ત્યા ઘીના દીપક ઝળહળતા હોય અને સુગધી દ્રવ્યોની સુવાસ મહેકતી હોય એવી એવી અનેક પ્રકારની ઉત્તમ સામગ્રી હાજર હોય અને એની વચ્ચે શાસ્ત્રની રીતિએ કારીગર પ્રફુલ્લતાથી શ્રી વીતરાગ પરમાત્માની મૂર્તિ ઘડે, તો એ કેવી બને ? દર્શન કરનારના નેત્રો ઠરે શ્રી જિનમન્દિર, એ તો સસા

રના જીવોને સંસારસાગરથી તરવા માટેનું જહાજ છે. એમાં જેટલી લક્ષ્મી વપરાય, તે એ લક્ષ્મીનો પ્રશસ્ત ઉપયોગ છે. શુભ ભાવપૂર્વક અને શુભ વિધિપૂર્વક એ વસ્તુઓ કરાવવી જોઈએ.

**શ્રી પેથડ શા મંત્રિનો એક પ્રસંગ :**

પેથડ શા મંત્રિને તો જાણો છો ને ? એમણે દેવગિરિમા શ્રી જિનમન્દિર કયી રીતિએ બંધાવ્યું હતું ? ઉદારતાનો ગુણ ન હોત અને ઊંચી શ્રી જિનભક્તિ ન હોત, તો પેથડ શા દેવગિરિમાં શ્રી જિનમન્દિર બંધાવી શકત નહિ. દેવગિરિમાં બ્રાહ્મણોનું એકછત્રી સામ્રાજ્ય હતું. ત્યાં કોઈ શ્રી જિનચૈત્ય કરાવે, તો બ્રાહ્મણો તેને બળાત્કારે પણ રોકતા હતા. પેથડ શાને તે હકીકત જાણવા મળી; અને તેમણે મનમાં નિશ્ચય કરી લીધો કે–એ જ દેવગિરિમાં મારે શ્રી જિનમન્દિર બંધાવવું.

એ નિર્ણય કરતી વેળાએ, પેથડ શા મંત્રિએ વિચાર કર્યો છે કે–" એ નગરી આમ તો ઈન્દ્રપુરી જેવી છે, પરન્તુ મિથ્યાત્વ રૂપ અંધકારથી છવાયેલી છે. આવી નગરીમાં જો શ્રી જિનચૈત્ય કરાવ્યું હોય, તો તે અમાવસ્યાના અંધકારમાં દીવો પ્રગટાવવા જેવું બને; અથવા તો, માનો કે–લવણસમુદ્રમાં અમૃતનો કુવો કર્યો હોય તેવું બને. આમ હોવાથી, જો કોઈ પણ પ્રકારે એ નગરીમાં હું શ્રી જિનચૈત્ય કરાવી શકું, તો એથી મને અને દુનિયાના પ્રાણિઓને મહા લાભ થાય: તેમજ શ્રી જિનશાસનની પ્રભાવના પણ ઉત્તમ પ્રકારે થાય ! "

આમ એમણે નિર્ણય તો કર્યો કે- દેવગિરિમાં શ્રી જિનચૈત્ય બંધાવવું; પણ એ બને કયારે ? દેવગિરિનો રાજા ગમે તેટલી લક્ષ્મીનું ભેટણું ધર્યે પણ માને એવો હતો નહિ અને પ્રજા સર્વથા વિરોધી હતી. પેથડ શાએ નક્કી કર્યું કે-એના હેમાદ્રિ નામના મંત્રિની સાથે મૈત્રી કરવી જોઈએ. એ વિના આ બને નહિ.

હવે, હેમાદ્રિની સાથે મૈત્રી કરવી શી રીતિએ ? એ માટે હેમાદ્રિને ઉપકારના ભાર નીચે લાવવાનો વિચાર પેથડ શાએ કર્યો. 'એને એવા ઉપકારના બોજા નીચે નાંખી દેવો જોઈએ કે-એના દ્વારા આ કાર્ય સિદ્ધ થઇ શકે.'- આવો વિચાર કરીને, પેથડ શા મંત્રિએ ઓંકારનગરમાં એક મોટી દાનશાળા બાંધી; અને એ દાનશાળામાં, સ્નાન-ભોજનાદિની ઉત્તમમાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરવામા આવી દાનશાળાની પાસે શ્રી જિનચૈત્ય રાખેલું, જેથી સૌ કોઇ શ્રી અરિહંત ભગવાનની પ્રતિમાના દર્શન કરીને જમે. ખોરાક એવો મિષ્ટ અને સ્નિગ્ધ કે-ભલભલાને ખાવાનું મન થાય પાણી પણ શીતળ અને સુંગધવાળું. ભોજન ઉપર પાન-સોપારી અને સૂવા-બેસવા માટે સુંદર પલંગ. દેવગિરિમાં શ્રી જિનધર્મનો પાયો નાખવો છે, માટે પહેલી યોજના આ. દાનશાળા ઉપર નામ પણ કોનું ? પોતાનું નહિ, પણ હેમાદ્રિ મંત્રિનું ! ત્યાં એક વાર પણ આવી ગયેલો મુસાફર, એવી ઉત્તમ સેવા ભોગવીને જાય કે-એ હેમાદ્રિની દાનશાળાને ભૂલી શકે નહિ અને જે

મળે તેની પાસે એની પ્રશંસા કર્યા વિના પણ એ રહી શકે નહિ.

આ પ્રમાણે પેથડ શા મંત્રિએ ત્રણ વર્ષ સુધી એ દાનશાળા ચલાવ્યા જ કરી. કેટલી બધી નિઃસ્પૃહતા હશે? હૈયે કેટલી જિનભક્તિ હશે? ધર્મભાવના કેટલી હશે? જરા માપ કાઢી જોજો અને તમારી પોતાની દશા વિચારી જોજો! પછી, નહિ જેવા દાનમાં દાનવીર કહેવડાવવાની, થોડું આપીને ઘણું કહેવડાવવાની અને આપેલું પોતાની જાતે જ વારંવાર કહ્યા કરવાની દુર્વૃત્તિ હૈયામાં રહી શકશે નહિ. ધર્મનાં કામ વસ્તુતઃ ઉદારતાદિ ગુણો વિના થતાં નથી. પરવા કીર્તિની નહિ, પણ ધર્મની હોવી જોઇએ. અહીં બુદ્ધિ એક જ હતી કે–' પરરાજ્યના મંત્રિની કીર્તિ વધારીને પણ મિથ્યાત્વ રૂપ અંધાકરથી વ્યાપ્ત નગરીમાં શ્રી જિનમન્દિર રૂપ મહા દીપક ખડો કરવો અને તેના દ્વારા સમ્યક્ત્વ રૂપ રોશની પ્રગટાવવી!' ધીમે ધીમે, દાનશાળાની વાત પ્રસરતી પ્રસરતી હેમાદિના કાને જાય છે. ભાટચારણો હેમાદિની મુક્તકંઠે પ્રશંસા કરે છે. પણ હેમાદિને એ સાંભળીને એમ થાય છે કે–' મારી અને દાનશાળા?'

હેમાદિ મંત્રી એવો કૃપણ છે કે–એણે જીંદગીમાં યાચકોને ગાળો સિવાય કાંઇ આપ્યું નથી. એથી એને એવી કલ્પના આવે છે કે–'આ વાત ખોટી છે.' પણ, વળી પાછો એ વિચાર કરે છે કે–'આટલાં બધાં માણસો આ રીતિએ

જે વાત કરે છે, તે સાવ ખોટી તો ન હોય; માટે હું તપાસ તો કરાવું જ !'

આવો વિચાર કરીને, હેમાદ્રિએ પોતાના એક ખાસ માણસને ઓંકારપુર નગરે તપાસ કરવાને માટે મોકલ્યો. એ માણસ પણ ત્યાંથી આવીને એ જ કહે છે કે-"હે મંત્રીશ્વર ! સ્વાદિષ્ટ અને રસવાળું ભોજન જો કોઈ પણ સ્થળે હોય, તો તે આપની જ દાનશાળામાં છે. જે કોઇ આપની દાનશાળામાં ઉતર્યો કે જમવા આવ્યો, તે સંતોષ પામ્યા વિના જતો નથી. ત્યાં કામ કરનારા માણસો પણ એવા વિવેકી છે કે-કોઈ પણ આવનાર અવજ્ઞા પામીને જતો નથી. અને ખરૂં કહું ? ત્યાં એવી ઉમદા સગવડ છે કે-આવનાર આપની ભારોભાર પ્રશંસા કર્યા વિના રહી શકતો નથી. મને ખબર પડી છે કે-ત્રણ વર્ષમાં તો આપને કુલ સવા કરોડનો ખર્ચ થઇ ગયો છે, છતાં પણ મને લાગે છે કે-એથી આપનો યશ એટલો બધો થયો છે અને આપને પુણ્ય પણ એટલું બધું થયું છે કે-જે કરોડ કલ્પાંત કાળ સુધી પહોંચે !"

હજુ તો શ્રી જિનમન્દિર બંધાશે ત્યારે બંધાશે, પણ તે પહેલાં જ પેથડ શાને સવા કરોડનો ખર્ચ થઈ ગયો. આ ખર્ચ કરવા જેવો કે નહિ કરવા જેવો ? વાણિયાશાહી હિસાબ ગણનારાઓ, આ ખર્ચની વાસ્તવિક પ્રકારની કિંમત નહિ આંકી શકે. શ્રી જિનમન્દિર બંધાવતાં પણ હિસાબની ખોટી કચ-કચ કરનારા અને કારીગરોની સાથે ઝઘડા કર્યા કરનારા, આ વસ્તુ કરી શકે ? આવી વસ્તુઓ

તો, શ્રી જિનમન્દિરના ઈતિહાસને ઉજ્વળ બનાવનારી છે. અનેક આત્માઓને ધર્મમાર્ગે પ્રેરનારી છે. શ્રી જિન-મન્દિર કેવા સ્થળે બાધવું છે? જ્યાં મિથ્યાત્વનું સામ્રાજ્ય એકછત્રી છે ત્યાં. આ તો એની ભૂમિકા માત્ર છે.

હેમાદ્રિ મંત્રી, પોતે મોકલેલા માણસના મોઢથી એ હકીકત સાભળીને, વધુ તાજ્જુબ થઇ જાય છે. એનું રોમરોમ ખડુ થઈ જાય છે. તરત જ જાતે ઓંકારપુરમા જાય છે. એને બધી હકીકત સાચી માલૂમ પડે છે. પછી અધિકારિને ખાનગીમા લઇ જઇને પૂછે છે. પહેલા તો પેલો કહે છે કે–'આ દાનશાળા હેમાદ્રિ મંત્રીની છે.' પણ હેમાદ્રિ કહે છે કે–'હું જ હેમાદ્રિ મંત્રી છું; મારી દાનશાળા નથી; માટે, આનો ખરો માલિક કોણ છે, એ કહે.' અન્તે હેમાદ્રિને ખબર પડે છે કે–આ દાનશાળા પેથડ શા મંત્રી ચલાવે છે.

કૃપણમાં કૃપણ એવા પણ હેમાદ્રિ મંત્રિને, એ જાણ્યા પછીથી એમ થાય છે કે–" તે પુણ્યવતી સ્રીને ધન્ય છે, કે જેણે પેથડ શા રૂપી રત્ન ઉત્પન્ન કર્યું છે. આવો લોકોત્તર ગુણવાળો પુત્ર જે સ્રીને હોય, તે સ્રી ખરેખર ગર્વ ધારણ કરવાને લાયક છે. બીજાના ધનથી પોતાનું નામ પ્રસિદ્ધ કરનારા તો જગતમાં ઘણા લોકો હોય છે, પણ પોતાના ધન વડે બીજાની પ્રંસિદ્ધિને કરનારા તો આ એક પેથડ શા જ છે!"

હવે હેમાદ્રિ મંત્રી સમજી ગયો કે–' આમ કરવામાં

પેથડ શા મન્ત્રિનો જરૂર કોઈ ખાસ ઈરાદો હોવો જોઈએ; અને જો તેમ હોય, તો મારે પણ તેનું જે કાર્ય હોય તે સિદ્ધ કરી આપવું જ જોઈએ.'

આવો વિચાર કરીને, હેમાદિ મંત્રી, ઓંકારપુરથી નીકળીને માંડવગઢ ગયો પેથડ શા મન્ત્રિને તો અગાઉથી ખબર મળી જ ગયા છે. એ તો જાણે છે કે-ધારેલી તક નજદીક આવતી જાય છે; એટલે, પેથડ શા મંત્રી, હેમાદિ મંત્રિનો હર્ષથી સત્કાર કરે છે. સત્કાર સારામા સારી રીતિએ કરે છે; એમાં જરાય ઉણપ આવવા દેતા નથી; પણ કશી માગણી કરતા નથી.

છેવટે હેમાદિ મન્ત્રિને પૂછવું પડે છે કે-" મારા નામે આવી ઉત્તમ દાનશાળા ખોલવાનું જે કોઈ કારણ હોય, તે પ્રસન્નતાથી કહો જો કે-તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે, તેનો બદલો તો હું વાળી શકું તેમ નથી, પરન્તુ તમે મને મારે લાયક કાર્ય બતાવો, જેથી મને આનંદ થાય."

જ્યારે કામ બતાવવાનો હેમાદિ મંત્રિએ ખૂબ જ આગ્રહ કર્યો, ત્યારે પેથડ શા મંત્રિએ કહ્યું કે-" વિના વિલંબે જો કાર્યસિદ્ધિ થાય તેમ હોય, તો જ હું કહું."

હેમાદિ મંત્રી ઉપકારના ભાર નીચે એટલો બધો દબાઈ ગયો છે કે-એ પેથડ શા મન્ત્રિનું ગમે તેવું કામ કરવાને પણ આતુર છે, એટલે, પેથડ શાને એ કહે છે કે-" વધારે તો શું કહું ? તમે મારી પાસે જે કાર્ય કરાવવાને ઈચ્છતા હો તે ખૂશીથી કહો, કારણ કે-જો એ

કાર્ય ધનથી કરવાનું હશે, તો તે હું ધનથી કરીશ: બળથી કરવાનું હશે, તો તે હું બળથી કરીશ: અને યાવત્ શરીરથી કરવાનું હશે, તો તે હું શરીરથી કરીશ!"

હવે પેથડ શાએ જોયું કે–આને કહેવામાં વાંધો નથી: કામ જરૂર થવાનું. એટલે કહે છે કે–"જ્યારે તમે એમ જ કહો છો, તો હું કહું છું કે–બીજું તો મારે તમારી પાસે કાંઈ કામ કરાવવાનું નથી, પણ એક કામ છે: અને તે એ કે–તમારી દેવગિરિ નગરીમાં મારે જિનચૈત્ય બંધાવવું છે, તો એને લાયક મોટી જગ્યા આપો."

હેમાદ્રિ મંત્રિને લાગ્યું કે–આમાં ધન, બળ કે શરીરનો ભોગ આપવાનો નથી, છતાં પણ આ કાર્ય દુષ્કર છે! કારણ કે–દેવગિરિના બ્રાહ્મણોની ઉદ્ધતાઈ તેના ખ્યાલ બહાર નહિ હતી. બીજી તરફ, પેથડ શાને ના પણ કેમ પડાય? એટલે, પેથડ શાના મોટા ઉપકારની નીચે આવી ગયેલા હેમાદ્રિ મંત્રિએ તે કાર્ય સ્વીકાર્યું.

જોયું, ઉદારતાનું પરિણામ? પેથડ શા મંત્રીશ્વરે સો, હજાર, લાખ કે કરોડનો હિસાબ ગણ્યા કર્યો હોત તો? પણ નહિ, એ આત્માઓ માનતા કે–આવા કામની પાછળ કરોડો ખર્ચાઈ જાય તોય તે લેખે છે.

ત્યાર પછી, તે બન્ને મંત્રિઓ પરિવારની સાથે દેવગિરિ નગરીમાં આવ્યા. પેથડ શાને મનોહર હવેલીમાં ઉતારો આપીને, હેમાદ્રિ મંત્રિએ કહ્યું કે–"તમે હવે બેફીકર રહો. ચૈત્યની ભૂમિને માટે હું જ રાજાને વિનંતિ કરીશ."

હવે હેમાદ્રિ મંત્રી યોગ્ય અવસરની રાહ જુએ છે. એક વાર પ્રસન્ન થઈને રાજાએ હેમાદ્રિ મંત્રિને વરદાન માગવાનું કહ્યું. મંત્રિએ જોયું કે–મજેનો અવસર આવી લાગ્યો છે. કહ્યું કે–" મારો એક બંધુ છે, જે આ નગરીમાં એક મનોહર ચૈત્ય કરાવવાને ઇચ્છે છે, તો આપ એ માટે એના મનોવાંછિત સ્થળે જોઈતી વિશાળ જગા આપો."

રાજાને પણ આવી માગણી સાંભળીને વિચાર થઈ પડચો: કારણ કે–બ્રાહ્મણોની અપ્રીતિ થાય તેમ છે, એ રાજા જાણે છે. વિચારો કે–બ્રાહ્મણોની ત્યાં કેટલી બધી પ્રબળ સત્તા હશે? રાજા કહે છે કે–" જો કે–તેમ કરવાથી બ્રાહ્મણોની અપ્રીતિ થશે, તો પણ મારે તેમને પૃથ્વી આપવી જ છે. કહો, તમારો એ બંધુ કોણ છે? એનું નામ શું? અને, એ રહે છે કયાં?"

હેમાદ્રિ મંત્રિએ ખૂશ થઈ જઈને કહ્યું કે–" હે સ્વામિન્! એ અવંતિદેશનો મંત્રી છે: તેનું નામ પેથડ શા છે: અને તે મારો જીભનો માનેલો બંધુ છે. અવંતિદેશનો જયસિંહ રાજા તો માત્ર બિમ્બ રૂપ છે, જ્યારે ખરો રાજા તો આ છે. પ્રાતઃકાળે તે આપને પ્રણામ કરવાને માટે આવશે, તો તે આપના દ્વારા અવંતિના સ્વામિને છાજતી રીતિએ સત્કારવા યોગ્ય છે."

બીજે દિવસે પેથડ શા મંત્રી રાજાની પાસે જાય છે. ખાલી હાથે નહિ, પણ થાળમાં સોનામહોરો ભરાવીને અને તેના ઉપર શ્રીફળ મૂકાવીને તે સાથે લઈ જાય છે અને રાજાને ભેટ ધરે છે. રાજા પણ પેથડ શા મંત્રિનો યોગ્ય સત્કાર

કરે છે, કુશળ પૂછે છે અને ભેટ ધરેલા થાળમાંથી માત્ર શ્રીફળ જ ગ્રહણ કરે છે. બાકીનું ભેટણું પાછું આપે છે અને ઉપરથી પહેરામણી પહેરાવે છે.

આ પછી, રાજા સ્વયં પેથડ શા મંત્રિને મનપસંદ જગ્યા આપવાને માટે નગરમાં સાથે જાય છે. બજારના મધ્યભાગમાં પેથડ શા જમીન માગે છે. બ્રાહ્મણોને દુભવીને પણ રાજા તે જગ્યા પેથડ શાને આપે છે. પેથડ શા મંત્રી જુએ છે કે–કામ ઉત્તમ કરવું છે, તો બ્રાહ્મણો દુભાય તે ઠીક નહિ! આથી, પોતે ભેટણામાં આણેલી સોનામહોરોનું ત્યાં નગરીના લોકોને દાન દઈ દે છે! અને મહોત્સવ પણ કરે છે!

આ પછી, ત્યાં પાયો ખોદાવ્યો. પાયો ખોદતાં, એ જગ્યામાંથી એવું સ્વાદિષ્ટ જળ નીકળ્યું, કે જેવું કોઈ પણ જળાશયમાં નહિ હતું. 'પુણ્યશાલી છે અને વળી ભાવના પણ ઉત્તમ છે! જ્યાં આ વાતની ખબર બ્રાહ્મણોને પડી, એટલે અત્યંત ઈર્ષ્યાવાળા તેઓ, ઉત્સુકતાપૂર્વક સાયંકાળે રાજાની પાસે પહોંચ્યા. બીજી રીતિએ તો વિરોધ થઈ શકે તેમ હતું નહિ, એટલે આ નિમિત્તને આગળ કર્યું. રાજાને વિનંતિ કરી કે–"હે રાજન્! આ નગરીમાં કોઈ પણ ઠેકાણે અત્યાર સુધીમાં સ્વાદિષ્ટ પાણી નીકળ્યું નથી: તે આજ આપના પરમ ભાગ્યે ચૈત્ય માટે આપેલી પૃથ્વી-માંથી નીકળ્યું છે: તો આપ એ જગ્યાએ વાવ કરાવો: કારણ કે–આપ વાવ કરાવશો, તો અઢારે વર્ણના તરસ્યા થયેલા માણસો ત્યાં પાણી પીશે. જેથી આપને પાર વિનાનું

પુણ્ય પ્રાપ્ત થશે. આપ પુણ્યશાલી છો, તો ચૈત્યને માટે તેને બીજી યોગ્ય જગ્યા આપો, પણ તે ઠેકાણે તો મોટી વાવ ખોદાવીને આપ મોટું પુણ્ય ઉપાર્જો !'

હૈયામાં મિથ્યાત્વના યોગે ઈર્ષ્યા પણ છે અને અજ્ઞાન પણ છે, એટલે બ્રાહ્મણો રાજાને આવી વિનંતિ કરે તેમાં નવાઈ નથી. રાજાએ પણ કહ્યું કે–" સવારે હું જાતે આવીને પાણી ચાખી જોઈશ અને જો એ પાણી સ્વાદિષ્ટ હશે તો ત્યાં હું વાવ કરાવીશ ! "

બ્રાહ્મણો સાથે જ્યારે આ વાત થઈ, ત્યારે રાજાનો જ એક હજામ ત્યાં હાજર હતો. એ પણ પેથડ શા મંત્રિની ઉદારતામાંથી બાકાત નહોતો રહી ગયો. એ ઝટ રાજા પાસેથી નીકળીને પેથડ શા મંત્રિની પાસે આવ્યો; અને ત્યાં તેણે રાજાને બ્રાહ્મણો સાથે થયેલી વાત કહી સંભળાવી. બસ, પછી શું જોઈએ ? પેથડ શાએ તેનું ઉચિત કરીને તેને રવાના કરી દીધો અને તે પછી તેમણે તે જ રાત્રિમાં પોતાનો લવણનો પરવાનો દ્વારપાળને આપી, લવણની પોઠ મંગાવી જળમાં નખાવી અને રાતોરાત પાણી ખારૂં કરી દીધું ! પછી પોતે નિરાંતે સૂઈ ગયા. આરાધનાની તીવ્ર ભાવનાથી ઉત્પન્ન થયેલી ઉદારતા વગેરે વિના આ બને ? નહિ જ.

સવારે રાજા જાતે આવ્યો, પાણી ચાખ્યું અને પાણી ખારૂં લાગ્યું, એટલે રાજાએ માન્યું કે–' બ્રાહ્મણોએ ઈર્ષ્યાથી ખોટી વાત કરી.' એમ માનીને રાજાએ બ્રાહ્મણોને ઠપકો આપ્યો અને પેથડ શા મંત્રિનું સન્માન કર્યું.

આ પછીથી, પેથડ શા મંત્રિએ ત્યાં ભવ્ય જિનપ્રાસાદ બંધાવ્યો. ભાગ્યયોગે શ્રી જિનમન્દિરને બાંધનાર સૂત્રધાર પણ ઉત્તમ મળી ગયો. સિદ્ધરાજે બંધાવેલા રૂદ્ર મહાલયને બાંધનારની પાંચમી પેઢીએ એ સૂત્રધાર થયો હતો. ચાર પેઢીથી, ઉત્તમ ચૈત્યને બાધવાની પ્રતિજ્ઞા, એ કુટુંબમાં ચાલી આવતી હતી. એ પ્રતિજ્ઞાની પૂર્તિ કરવાની ઈચ્છાથી એ સૂત્રધાર સર્વત્ર ફરતો હતો.

આમ, પેથડ શા જેવા લક્ષ્મી ખર્ચનાર અને આવો કારીગર–એ બેનો મેળ મળ્યો; પછી શ્રી જિનમન્દિરની ભવ્યતામાં ખામી શી રહે?

આ પછીથી, પ્રતિષ્ઠા સમયે પણ પેથડ શા મંત્રિએ છૂટે હાથે દાન દીધું છે. એથી દ્વેષિઓ પણ મિત્ર જેવા બન્યા છે. દાનગુણમાં એ તાકાત છે કે–દુશ્મન પાસે પણ એ ગુણ ગવડાવે; અને કૃપણતામાં એ દોષ છે કે–સ્નેહિની પાસે પણ એ દોષ બોલાવે.

મૂળ વાત તો એ છે કે–પ્રશસ્ત સ્થળે વપરાએલા દ્રવ્યો પણ મંગલમય બને છે! આથી, કથાકાર પરમર્ષિ મંગલમય આશીર્વાદ આપતાં ફરમાવે છે કે–" શ્રી જિનેશ્વરદેવોએ જે સમયે ધર્મતીર્થનું પ્રવર્તન કર્યું તે સમયે દેવતાઓએ વરસાવેલી અને અવાજ કરતા ભ્રમરોના સમૂહથી મિશ્રિત બનેલી એવી કુસુમોની જે વૃષ્ટિ, તે તમારૂં મંગલ કરો!"

**શ્રી જિનવાણીની સ્તવના :**

આ રીતિએ વર્ત્તમાન ચોવીસીના પ્રથમ તીર્થપતિ

શ્રી ઋષભદેવ ભગવાનની, તે પછીથી ચરમ તીર્થપતિ શ્રી મહાવીર ભગવાનની અને તે પછીથી શ્રી અજિતનાથ ભગવાનથી આરંભીને શ્રી પાર્શ્વનાથ ભગવાન સુધીના બાવીસેય તીર્થપતિઓની સ્તવના કર્યા બાદ, ' શ્રી ધર્મતીર્થના પ્રવર્ત્તન સમયે દેવતાઓએ કરેલી કુસુમોની વૃષ્ટિ તમારૂં મંગલ કરો.'–એવો આશીર્વાદ આપ્યા પછીથી, કથાકાર પરમર્ષિ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની વાણીને યાદ કરે છે. જે વાણીના બળે આ બધુ છે, એને ભૂલાય ? મુક્તિમાર્ગની આરાધનાને એ પામ્યા, આપણે પામ્યા, આપણી પૂર્વે અને એમની પૂર્વે થઈ ગયેલા મહાપુરૂષો પામ્યા અથવા જેટલા સિદ્ધિગતિને પામ્યા, તે બધા શ્રી જિનવાણીના પ્રતાપે જ પામ્યા ને ? આથી, શ્રી જિનવાણીને યાદ કરીને કથાકાર પરમર્ષિ હવે ફરમાવે છે કે—

**'देउ सुहं वो सुर-सिद्ध-मणुअवृन्देहि सायर नमिआ।**
**तित्थयरवयणपङ्कय-विणिग्गया मणहरा वाणी ॥५॥'**

"સુરોના, સિદ્ધોના અને મનુષ્યોના સમૂહોથી જે વાણી આદર પૂર્વક નમસ્કાર કરાએલી છે, જે વાણી શ્રી તીર્થંકરદેવોના મુખ રૂપ કમળમાંથી નીકળેલી છે, અને એથી જે વાણી ભવ્ય જીવોના મનને હરનારી છે, તે વાણી તમને સુખ આપો "–એમ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે શ્રી જિનેશ્વરદેવોની વાણીનું સુખ આ મહાપુરૂષે ચાખ્યું છે, અને એ પરમ ઉપકારી, ઉપકારભાવનાના યોગે, આપણને શ્રી જિનવાણીનું એ સુખ ચખાડવાને

ઇચ્છે છે. શ્રી જિનવાણીનું સુખ ચાખવું હોય, તો આપણે તેના મર્મ સુધી પહોંચવાને માટે પ્રયત્નશીલ બનવું પડશે; એના રહસ્યને સમજવું પડશે; અને એ માટે, દુનિયાનું બીજું બધું ભૂલવું પડશે. જ્યાં સુધી દુનિયાની વાસના, દુનિયાના પદાર્થો પ્રત્યેનું ખેંચાણ નહિ ભૂલાય, ત્યાં સુધી એ વાણીનો જેવો જોઈએ તેવો સ્વાદ નહિ આવે. શ્રી જિનવાણીના સ્વાદને ચાખવાથી સુખને પામેલા ઉપકારિઓ ઇચ્છે છે કે–આપણે પણ એવા સુખને પામીએ. એવા સુખને આપણે પામીએ, એ માટે ઉપકારિઓએ ઘણી ઘણી મહેનત કરી છે. આથી તો, આ મહાપુરૂષ એવું ધ્વનિત કરે છે કે–જે વાણીનો મેં સ્વાદ લીધો છે, એ કોઈ સામાન્ય કોટિની વાણી નથી. સુર, સિદ્ધ અને મનુષ્યના સમૂહથી આદરપૂર્વક નમસ્કાર કરાએલી છે, શ્રી તીર્થંકરદેવના મુખેથી નીકળેલી છે અને ઉત્તમ આત્માઓના મનને વશ કરનારી છે. એ મહાપુરૂષને ખાતરી થઈ ગયેલી છે કે–આવી વાણીને જે પામે, તે સુખને પામ્યા વિના રહે નહિ. આ મહાપુરૂષ, આમ કહીને એક રીતિએ એવી સલાહ આપે છે કે–શ્રી જિનવાણી સુખ આપનારી છે એની મને પ્રતીતિ થઇ છે અને તમે પણ શ્રી જિનવાણીની એવી પ્રતીતિ કરો ! એ માટે, મારી સલાહ છે કે–શ્રી જિનવાણીને તમે એવી રીતિએ એકાગ્રતાદિપૂર્વક સાંભળો કે–એ વહી જાય નહિ, પણ એનાથી હૈયા રૂપી કાળી જમીન ભીંજાય અને બીજ વવાય. જ્યારે જમીન ભીંજાઇ હોય અને તેમાં બીજ

વવાયું હોય, ત્યારે પાક પાકે ને? કાળી જમીન એ ફલદ્રુપ જમીન ગણાય છે. જૈન કુળમાં જન્મ્યા, સુદેવ –સુગુરૂ–સુધર્મની આરાધનાની સામગ્રીને પામ્યા, એ પુણ્યાત્માઓનું હૈયું કાળી જમીન જેવું ગણાય ને? એને ભીંજાતાં વાર નહિ અને બીજ પડયું એટલે અંકુરા ફુટતાંય વાર નહિ. ફુટશે ને અંકુરા? અંકુરા ફુટે એમ કરવું હોય, તો હૈયામાંથી ઘરબાર, સંસારને જરા ભૂલીને આવતા બનો. એ બધું મૂકવાના ઈરાદે સાંભળવા આવો, તો ઘણું સારૂં. એ ઈરાદે અવાય અને શ્રી જિનવાણી સંભળાય, તો કમાલ કામ થઈ જાય. પછી આજે સાંભળેલુ કાલે ભૂલાય કે યાદ રહે? અહીં સાભળેલુ અહીં રહે કે પછી એની વિચારણા થાય? રીતસર સંભળાય ને વિવેક-પૂર્વક વિચારાય, તો શ્રી જિનવાણીનું અનુપમ સુખ અનુભવમાં આવ્યા વિના રહે જ નહિ.

**સ્તવનીય વસ્તુઓની કમીના નથી:**

આ રીતિએ નિર્વિઘ્નતાને માટે અને શિષ્ટ પુરૂષોના આચારનું પાલન કરવા આદિને માટે, આ શ્રી ભરતક્ષેત્રની અંદર આ અવસર્પિણી કાળમા થયેલા પ્રથમ, અન્તિમ અને વચલા બાવીસ–એમ ચોવીસેય શ્રી જિનેશ્વરદેવોની, શ્રી ધર્મતીર્થના પ્રવર્ત્તન સમયે શ્રી જિનેશ્વરદેવોના ઉપર દેવતાઓએ કરેલી કુસુમવૃષ્ટિની અને શ્રી જિનવાણીની સ્તવના કરવા રૂપ મંગળની આચરણા કર્યા બાદ, કથાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" अलं पवित्थरेण। "

અર્થાત્–અતિશય વિસ્તાર કરવા વડે કરીને સર્યું : કારણ કે–જો વિચાર કરીએ, તો દુનિયામાં કાંઈ સ્તવનીય વસ્તુઓની કમીના નથી. બધી જ સ્તવનીય વસ્તુઓની સ્તવના પૃથક્ પૃથક્ તો કોઈ પણ આત્માથી થઈ શકે તેમ નથી. અહીં શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા એક મોટી ધર્મકથા લખવાને ઈચ્છે છે, એટલે જો સ્તવનીય વસ્તુઓની સ્તવનામાં જ તેઓ ગુંથાએલા રહે, તો પછી તેઓ કથા ક્યારે લખે? આથી–"अलं पवित्थरेण।"–એમ કહીને તેઓ આગળ ચાલે છે.



## (૩) અભિધેય આદિને જણાવતાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓને જણાવીને, તે વિષે કરવામાં આવેલું સ્પષ્ટીકરણ.

### દુનિયાદારી અને મુમુક્ષુતા વચ્ચેના વિગ્રહ એવો છે કે–કદી સંધિ થાય જ નહિ:

આ પછીથી, અભિધેયને સ્પષ્ટ કરતાં, કથાકાર પરમર્ષિ, શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓ દર્શાવે છે અને એ ચાર આજ્ઞાઓમાંથી કયી આજ્ઞાનો આ કથાપ્રબન્ધમાં અધિકાર છે, તે પણ જણાવે છે, કે જેથી વાંચનારાઓ અને સાંભળનારાઓ સમજી શકે કે–આ કથાની રચના દ્વારા, કથાકાર પરમર્ષિ, ભવ્ય જીવોને કયી વસ્તુ કહેવાને ઇચ્છે છે શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા મહાત્માઓને, નવરી વાતો કરવાની ફુરસદ હોતી નથી. દુનિયાદારીની વાતો કરીને, દુનિયાદારીમાં ફસેલા જીવોને વધુ ફસાવવાને માટે, શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા સાધુને, ફુરસદ હોય જ નહિ. એ દુનિયાદારીની વાત કરે, તો પણ ધ્યેય દુનિયાદારીથી દુનિયાના જીવોને છોડાવવાનું હોય : એટલે કે–દુનિયાદારીની કથામાં પણ એ મહાપુરૂષો એવું તત્ત્વ રેડી દે, કે જેથી સાંભળનારાઓ દુનિયાદારીના પીપાસુ તો ન જ બને, પણ દુનિયાદારી તરફ અરૂચિવાળા બને. બાકી તો, સાધુઓએ દુનિયાની સાથે કટ્ટી કરેલી છે, અને એ એક એવી

કટ્ટી છે કે–એના સમાધાનનો સંભવ નથી. દુનિયાદારી અને મુમુક્ષુતા વચ્ચેનો વિગ્રહ એવો છે કે–એ બેની સંધિ થાય જ નહિ: કારણ કે-આત્મામાં મુમુક્ષુભાવ આવે, એટલે દુનિયાદારી તજવા જેવી છે–એમ લાગ્યા વિના રહે નહિ; અને સાધુઓનો તો ધંધો જ એ હોય કે–યથાશક્તિ, દુનિયાના જીવોમાં મુમુક્ષુભાવ પ્રગટે, મોક્ષમાર્ગની આરાધના તરફ તેઓ વળે, દુનિયાદારીથી વિમુખભાવવાળા બને અને દુનિયાદારીને છોડીને કેવળ મુક્તિમાર્ગની આરાધનામાં લીન બને, એવો પ્રયત્ન કરવો. એટલે, શ્રી જિનશાસનના સાધુને દુનિયાદારી સાથે સંધિ હોય નહિ. જે દિ' એ સંધિ થાય, તે દિ' સમજવું કે–સ્વપરના હિતનું નિકંદન નીકળ્યા વિના રહે નહિ. તમારી સાથે સાધુનો સંબંધ કેટલા પૂરતો ? આત્મ-કલ્યાણ પૂરતો. એ સિવાયની દુનિયાની વસ્તુઓ સાથે કે દુનિયાદારીની વાતો સાથે, સાધુને કાંઈ પણ લાગતું–વળગતું નથી. એની પાસે કોઈ દુનિયાદારીનાં રોદણાં રડતો આવે, તો સાધુ એની સાથે કાણ કરવા ન બેસે. બહુ તો આશ્વાસન આપે અને કહે કે–'એ તો સંસારનો સ્વભાવ છે. સંસાર એટલે જ આફત. જેમ એળીઓ કડવો ક્યાંય નહિ–એ બને નહિ, તેમ સંસારમાં પણ આફત જ નહિ–એવું પણ ક્યાંય બને નહિ. સંસારમાં આફત આવે એમાં નવાઈ નહિ, પણ આફત ન આવે તો નવાઈ ખરી. માટે આફતથી ગભરામણ થતી હોય, તો આફતની જડને કાપવાનો પ્રયત્ન કરવો જોઈએ. દુનિયાદારીથી સર્વથા છૂટી જવાય એવો પ્રયત્ન કરવો જોઈએ.' સાધુ આવું આવું જ અવસરે અને

મર્યાદાના ઉચિતપણે કહે, પણ સાથે રડવા બેસે નહિ. એ પુણ્યાત્માની સલાહ તો એ જ હોઈ શકે કે-'કર્મના ઉદયને યોગે આફત આવી છે, તો તેને સમભાવથી વેઠી લો અને આવી સામગ્રી મળી છે તો ધર્મ એવી રીતિએ કરી લો, કે જેના પરિણામે થોડા જ કાળમાં દુન્યવી સઘળીય આફતોનો સર્વથા અન્ત આવી જાય અને અનન્ત સુખમાં ઝીલાય. વાત એ છે કે-આ દૃષ્ટિએ, સાધુઓને દુનિયાની સાથે કટ્ટી છે, દુનિયાદારીની સાથે વિગ્રહ છે : એટલે, શ્રી જિનશાસનને પામેલા મહાપુરૂષ જે કોઈ વાત કે વાતો લખે, તેમાં શ્રી જિનાજ્ઞાની આરાધનાનો જ ઉદ્દેશ હોય, પણ એથી વિપરીત એવો બીજો કોઈ પણ ઉદ્દેશ હોય નહિ : અને જો તેવો વિપરીત ઉદ્દેશ હોય, તો તે સાધુ નહિ.

**શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓ : તેમાં પહેલી આજ્ઞા- "સાંભળવા યોગ્ય સાંભળો !"**

શ્રી સમરાદિત્ય નામના કેવલજ્ઞાનીની કથા રચવામાં, કયી શ્રી જિનાજ્ઞાનો અધિકાર છે, એ વસ્તુને દર્શાવવાને માટે, કથાકાર પરમર્ષિ પહેલાં તો 'શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓ છે.' એમ કહે છે અને એ ચાર આજ્ઞાઓ કયી છે, તે દર્શાવે છે. શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓને દર્શાવતા, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

"सुणइ सोअव्वाइं, पसंसइ पसंसणिज्जाइं ।
परिहरइ परिहरिअव्वाइं, आयरइ आयरिअव्वाइं ॥'

શ્રી જિનેશ્વરદેવોની આ ચાર આજ્ઞાઓ છે. ભવ્ય જીવોને ઉદ્દેશીને, શ્રી જિનેશ્વરદેવોએ જે તીર્થની સ્થાપના

કરી છે તેનો, એટલે કે–સઘળીય શ્રી જિનાજ્ઞાઓનો, આ ચાર આજ્ઞાઓમાં સમાવેશ થઈ જાય છે. આ ચાર આજ્ઞાઓને જે પાળે, તે સંસારમાં રૂલે નહિ. આ ચાર આજ્ઞાઓ જેના હૈયામાં બરાબર વસી જાય, તે દુઃખના ગમે તેવા પ્રસંગમાં પણ મુઝાય નહિ. આ ચાર આજ્ઞાઓમાં પહેલી આજ્ઞા એ છે કે– " સાંભળવા યોગ્ય સાંભળો ! " અર્થાત્–એ વાતો સાંભળવાની બંધ કરી દો, કે જે વાતો આત્માના હિતને માટે સાંભળવા લાયક ન હોય : અને, તે વાતો જરૂર સાંભળો, કે જે વાતો આત્માના હિતને માટે સાંભળવી જરૂરી હોય.

જેને મુક્તિને પમાડનારી સમતા જોઈતી હોય, તેને માટે આ જરૂરી છે. અહીં પેલી વાત બરાબર લાગુ થઈ શકે છે. કયી ?

" आत्मप्रवृत्तावतिजागरूकः, परप्रवृत्तौ बधिरान्धमूकः "
અને " सदा चिदानंदपदोपयोगी । "

જેને સમતા જોઈતી હોય, તેણે શું કરવું જોઈએ ? કયા ગુણો કેળવવા જોઈએ ? તેણે આત્માને માટે હિતકારી પ્રવૃત્તિમાં અપ્રમાદી બની જવું જોઈએ અને જે પ્રવૃત્તિ આત્માને માટે અહિતકારી હોય, તેને સાંભળવાને માટે બહેરા, તેવી વસ્તુઓને જોવાને માટે આંધળા અને તેવી વાતો કરવાને માટે મૂંગા બની જવું જોઈએ, એમ જ્ઞાનિઓ ફરમાવે છે. એ બહેરાપણું, એ અંધાપો અને એ મૂંગાપણું, આત્માને દૂણાવનાર નથી : પણ એની સાથે જો આત્મહિતકર પ્રવૃત્તિમાં અપ્રમાદિપણું કેળવાય, તો તે આત્માને

તાર્યા વિના રહે જ નહિ. તમે રોજ શું સાંભળો છો ? આત્માના હિતને કરનારી વાતો સાંભળવામાં તમારા કાન કેટલા તેજ છે ? અને, આત્માના અહિતને કરનારી વાતો સાંભળવાને માટે તો તમે બહેરા જ છો ને ? એવું નથી, પણ એવું બહેરાપણું લાવવાની ઇચ્છાય છે ખરી ? એ માટે, કાનને બહેરા નહિ કરવા પડે, પણ આત્માને જાગૃત કરવો પડશે. જેનો આત્મા જાગૃત થાય, તે આપોઆપ એવી વાતોને સાંભળવાને માટે બધિર બની જાય. આ માટે કેવા બનવું જોઈએ ? " सदा चिदानन्दपदोपयोगी। " અર્થાત્-સદા મોક્ષ-પદના ઉપયોગવાળા બનવું જોઈએ; અને જો એમ થાય, તો જ એ બહેરાપણું વગેરે વસ્તુઓ આવે.

બીજી આજ્ઞા-" પ્રશંસા યોગ્યની પ્રશંસા કરો !"

બીજી આજ્ઞા એ છે કે-" પ્રશંસા તેની કરો, કે જે પ્રશંસાને યોગ્ય હોય." જ્ઞાનિઓ ફરમાવે છે કે-કેવળ જીભની ચળ ઉતારવાને માટે ગમે તેવાને પણ સારા કહેવાની પાગલબુદ્ધિ અને 'એ મને સારો કહે છે એ માટે મારે પણ તેને સારો કહેવો જોઈએ.'-એ જાતિની હેવાનિયત છોડો ! શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલો, ભાટ કે ભાંડ હોય નહિ. જેની-તેની પ્રશંસા એ કરે નહિ. એ પ્રશંસા તેની જ કરે, કે જે પ્રશંસાને યોગ્ય હોય ! જેની પ્રશંસા કરવામાં સ્વનું અને પરનું આત્મહિત સમાએલુ હોય, જેની પ્રશંસા કરવાને કારણે કોઇનાય આત્મહિતને નુકસાન થાય તેમ ન હોય, તેની જ પ્રશંસા કરાય.

**ત્રીજી આજ્ઞા–" પરિહરવા યોગ્યનો પરિહાર કરો ! "**

ત્રીજી આજ્ઞા એ છે કે–" પરિહરવા યોગ્યનો પરિહાર કરો ! " સાંભળવા યોગ્યને સાંભળ્યા પછીથી, જે જે વસ્તુઓ પરિહરવા યોગ્ય લાગે, તે તે વસ્તુઓનો પરિહાર કરવાને માટે ઉદ્યમશીલ બનો. સાંભળ્યું સફળ ક્યારે ? એની જીવનમાં છાયા આવે ત્યારે. એ માટે, જ્ઞાનિઓએ જે જે વસ્તુઓને તજવા જેવી કહી છે, જેના યોગે આત્માનું અનાદિ કાળથી અહિત થઈ રહ્યું છે, તે તે વસ્તુઓને તજો !

**ચોથી આજ્ઞા–" આચરવા યોગ્ય આચરો ! "**

આ પછીથી પણ કાંઈક કરવાનું બાકી રહે છે ને ? તજવા યોગ્યને તજ્યા પછીથી કરવાનું શું ? એ માટે ચોથી આજ્ઞા છે. ચોથી આજ્ઞા કયી છે ? " આચરવા યોગ્યને આચરો ! " આત્માના હિતને માટે જે હાનિકર–તેનો ત્યાગ અને આત્માના હિતને માટે જે જરૂરી–તેનો સ્વીકાર. અપ્રશસ્ત પ્રવૃત્તિનો ત્યાગ અને પ્રશસ્ત પ્રવૃત્તિનો સ્વીકાર. આમાં પણ એ જ વાત આવી ને ? આથી સમજો કે–નિવૃત્તિની સાધનાને માટે, પ્રશસ્ત ભાવપૂર્વકની પ્રશસ્ત પ્રવૃત્તિ, એ જ સાચું સાધન છે.

**સંસારથી ઉદ્વિગ્ન બન્યા વિના આ ચાર આજ્ઞાઓનો અમલ થઈ શકે નહિ :**

આ ચાર આજ્ઞાઓ થઈ. કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–" હે ભવ્ય જીવો ! સાંભળવા યોગ્યને સાંભળો, પ્રશંસાને યોગ્ય હોય તેની જ પ્રશંસા કરો, તજવા યોગ્ય હોય તેનો ત્યાગ કરો અને આચરવા યોગ્ય હોય તેને

આચરે !" વિચાર કરી જુઓ કે-જે આત્મા જે સાંભળવા યોગ્ય હોય તેને જ સાંભળે, જે પ્રશંસા યોગ્ય હોય તેની જ પ્રશંસા કરે, જે તજવા લાયક હોય તેનો ત્યાગ કરે અને જે આચરવા લાયક હોય તેને આચરવા માંડે, તે આત્મા પછી સંસારમાં રહે ? એવો આત્મા ટૂંક સમયમાં જ મુક્તિએ ગયા વિના રહે નહિ. જ્યાં સુધી સંસારથી ઉદ્વિગ્ન ન બનાય, ત્યાં સુધી આ ચાર આજ્ઞાઓનું પાલન થવું એ અશક્ય છે. કથાકાર પરમર્ષિ, કથામાં આવતાં પૂર્વે, આ પીઠિકા બાંધી રહ્યા છે. પીઠિકા પણ સજ્જડ જોઈએ ને ? કારણ કે-પીઠિકાના બળે તો ભાવજીવનમાં આવવુ છે. આ વસ્તુઓ યાદ રહે, તો આગળ આવનારી કથા, આત્મા ઉપર કોઈ અનોખી અસર નિપજાવ્યા વિના રહે નહિ.

### કોઈ પણ પ્રવૃત્તિ કરતાં પહેલાં એ બીનીઠ એની હેયોપાદેય-તાદિને વિચારતા બનો :

આ બધું જણાવવા દ્વારા, કથાકાર પરમર્ષિ, એમ જણાવવાને ઈચ્છે છે કે-આ કથાની રચના કુતૂહલથી કરી નથી, પણ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાનું પાલન કરવાને માટે અને ભવ્ય જીવોને શ્રી જિનાજ્ઞાનું પાલન કરાવવાને માટે આ કથા રચી છે. જો કે-આ પ્રવૃત્તિ સારી જ છે, પણ એ વાત ખ્યાલમાં રાખી લેવી જોઈએ કે-દેખાવમાં કોઈ પ્રવૃત્તિ બુરી પણ લાગતી હોય, પરન્તુ તે પ્રવૃત્તિ જો જિનાજ્ઞાનુસારિણી હોય, તો તે સારી જ છે. વસ્તુતઃ, શ્રી જિનાજ્ઞાનુસારિણી પ્રવૃત્તિ ખરાબ હોય જ નહિ. આ

ચાર આજ્ઞાઓ, એ શ્રી જિનશાસન રૂપી મહેલના ચાર પાયા સમાન છે. શ્રી જિનશાસન રૂપી મહેલમાં જેણે વસવું હોય, તેણે આ ચાર પાયાને અવિચળ રાખવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ. સારીય દ્વાદશાંગીમાં આ ચાર વિભાગ સિવાય બીજું કાંઈ નથી, એમ વિવેકપૂર્વક વિચારતાં સમજી શકાય તેમ છે. આ ચાર આજ્ઞાઓ સમજવી, એ કઠિન છે કે સહેલી ? આ ચાર આજ્ઞાઓને જે સમજ્યો, તે શ્રી જિનેશ્વરદેવના શાસનને સમજ્યો : અને આ ચાર આજ્ઞાઓ મુજબ જે જીવ્યો, તે શાસનમાં જ જીવ્યો. આ ચાર આજ્ઞાઓનો અમલ કરવાનો નિશ્ચય કરો, તો તમારૂં આવું જીવન ટકે ? આ ચાર આજ્ઞાઓ મુજબ વર્તવાનો નિયમ થાય, તો આજે જે રીતિએ ઘરે જવાય છે, તે રીતિએ ઘરે જવાય ખરૂં ? અહીં આવ્યા છો તે ઘરે જવાને માટે અહીં આવ્યા છો કે મન થઈ જાય તો અહીં રહેવાને માટે પણ અહીં આવ્યા છો ? ઘર છોડવાને માટે અહીં આવવા જેવી દશા ન આવી હોય અને એ દશા લાવવા જેવી છે-એમ લાગતું હોય, તો બે મીનીટવાળા નિયમનો અભ્યાસ કરવા જેવો છે. કોઈપણ કાર્ય કરતાં પહેલાં થોભી જવું; વિચાર કરવો કે-આ કરણીય છે કે અકરણીય છે ? અકરણીય લાગ્યા પછી પણ પ્રવૃત્તિ કરવી પડશે, તો આત્મા ડંખતો રહેશે : એથી પાપનો તીવ્ર બન્ધ નહિ પડે અને કરણીય કાર્ય કરવામાં નવો ઉત્સાહ પેદા થશે. અકરણીય પ્રવૃત્તિમાં ધીમા પડી જવાય, ઢીલા

પડી જવાય અને કરણીય પ્રવૃત્તિમાં ધસ્યે જવાય, એ સ્થિતિ મેળવવાને માટે આ નિયમ જરૂરી છે. જૈનની કોઈ પણ પ્રવૃત્તિ વિચારહીન હોય ?

સ૦ કશા વિચાર વિના કોઈ પ્રવૃત્તિ કરતું નથી.

એ વિચારની આ વાત નથી. દુન્યવી નફો-તોટો જોવાની આ વાત નથી. વિવેકપૂર્વક વિચાર કરવાની આ વાત છે. 'જ્ઞાનિઓએ આ કાર્યને કરણીય કહ્યુ છે કે અકરણીય કહ્યું છે ? અકરણીય હોય તો મારે કર્યા વિના ચાલે તેમ છે કે નહિ ? અને નથી ચાલતું, તો કમનસીબ છું કે-મારે આ કરવું પડે છે; તેમ જ જ્ઞાનિઓએ આને કરણીય કહ્યું છે, તો એ કરવામાં હું પાછો ન પડું, બધી શક્તિ અને સામગ્રી આમાં ખર્ચું.'-એ જાતિના વિચારો કરવાની આ વાત છે. બે મીનીટનો એ વિચાર તો, અકરણીય પ્રવૃત્તિને લુખ્ખી બનાવી દે અને કરણીય પ્રવૃત્તિમાં આત્માને નવી પ્રેરણા આપે. એ માટે બે મીનીટવાળા નિયમનો અભ્યાસ કરવા જેવો છે. પછી જુઓ કે-છએ મહિને કયી દશા થાય છે ?

**સાંભળવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં વચનો છે :**
**એ દૈવી, માનુષી અને મોક્ષના સુખને આપનારાં છે :**

હવે અહીં કથાકાર પરમર્ષિ ચાર આજ્ઞાઓનું સ્પષ્ટીકરણ કરે છે. સાંભળવા યોગ્યને સાંભળવાનું, પ્રશંસાયોગ્યની પ્રશંસા કરવાનું, તજવા યોગ્યનો ત્યાગ કરવાનું અને આદરવા યોગ્યનો આદર કરવાનું તો કહ્યુ; પરન્તુ સાંભળવા

ચોગ્ય શું શું છે, પ્રશંસાપાત્ર કયી કયી વસ્તુ છે, પરિહરવાને ચોગ્ય શું શું છે અને આદરવાને ચોગ્ય શું શું છે, એ પણ બતાવવું જોઈએ ને? કથાકાર પરમર્ષિએ અહીં એ વસ્તુઓનું દિગ્દર્શન પણ કરાવ્યું છે. સાંભળવા ચોગ્ય શું છે, એને દર્શાવતાં અહીં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–

"तत्थ—

सोअव्वाइं नराऽमर-सिवसुहजणयाइं अत्थसाराइं ।
सव्वन्नुभासिआइं, भुवणम्मि पइट्ठिअत्ताइं । "

તેમાં, એટલે કે–' સાંભળવા ચોગ્ય, પ્રશંસવા ચોગ્ય, તજવા ચોગ્ય અને આચરવા ચોગ્ય '–એ ચારમાં, સાંભળવા ચોગ્ય શું છે? કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–જગતમાં જો કોઈ પણ વસ્તુ સાંભળવા ચોગ્ય હોય, તો તે શ્રી સર્વજ્ઞ પરમાત્માનાં કહેલાં વચનો છે. આત્માના હિતને માટે, સાંભળવા લાયક વસ્તુ તરીકે એ જ છે. બીજું સાંભળવું પડે તોયે કચવાતે મને સાંભળવું. એમ થાય કે–' કયારે એવો પ્રસંગ આવે કે જ્યારે શ્રી સર્વજ્ઞ પરમાત્માનાં વચનો માત્ર જ સાંભળવાને મળે અને બીજું કાંઇ પણ સાંભળવાને ન મળે. ' એવો દિવસ કયારે આવે, એવી ઝંખના શ્રાવકને પણ હોય કે નહિ? એ દશા આવવી જોઈએ કે–બીજાં વચનો કદાચ કાને આવી પડે, તોય એની અંતરમાં ખોટી અસર થાય નહિ. ઘરમાં કુટુંબિઓને પણ કહેવું કે–' એવી વાત કરો કે જે શાસનને અનુસરતી હોય. છેવટ, જે વાત શાસનને બાધ કરનારી હોય, તેવી વાત તો કહેશો જ નહિ. ' આવું ઘરે જઈને કહેશો ને?

જ્ઞાનિઓ ફરમાવે છે કે-શ્રી સર્વજ્ઞ પરમાત્માનાં કહેલાં વચનો સાંભળવા યોગ્ય છે, છતાં એ રોજ નિયમિત અસ્ખલિતપણે સાંભળવાની જેવી જોઈએ તેવી ઈચ્છા નથી થતી, તો એ દશા કયી? શ્રી જિનવાણીના શ્રવણ વિનાનો એક પણ દિવસ જવો જોઈએ નહિ: અને જે દિ' શ્રી જિનવાણીનું શ્રવણ ન મળે કે ન થાય, તે દિ' ચેન પડવું જોઈએ નહિ. શાસ્ત્ર કહે છે કે-જ્યાં શ્રી જિનવાણીનું શ્રવણ કરવા વગેરેની સામગ્રી જ ન હોય, ત્યાં શ્રાવકે વસવું જોઈએ નહિ. શ્રી જિનવાણીના શ્રવણ વિનાનો દિવસ જાય જ નહિ, એવા સ્થળે પણ વસી શકાય છે ને? એવા ધર્માત્મા બનો, તો એ સર્વથા અશક્ય નથી. આમ છતાં પણ, કદાચ એ ન જ બને, તો તેનું હૃદયમાં દુઃખ ધરો. ત્યારે સાંભળવા યોગ્ય એક જ વસ્તુ છે. કયી? શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો! કેમ? જે કાંઈ સારૂં છે, તે એમાં છે. જે સારૂં નથી, તે શાથી? શ્રી જિનવચનમાં નથી માટે! આથી, પરમ ઉપકારી કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-સઘળાં સુખોને પેદા કરનાર શ્રી જિનવચનો છે. શ્રી જિનવચનોના સુખને જે અનુભવે, તે મુક્તિએ ગયા વિના રહે નહિ. મુક્તિએ ન જાય ત્યાં સુધી, એ ઈચ્છે નહિ તોય, માનુષી સુખો અને દેવતાઈ સુખો, એનો પીછો છોડે નહિ! છતાં પણ ખૂબી એ છે કે-જેમ જેમ માનુષી અને દેવતાઈ સુખો એને મળે, તેમ તેમ એની એ પ્રત્યેની અરૂચિ વધતી જાય; અને જેમ જેમ અરૂચિ વધતી જાય, તેમ તેમ મુક્તિ નજદીક

આવતી જાય. આથી સમજો કે–શ્રી જિનવચન જેના હૈડે વસ્યાં, તેના અશુભ દિન ગયા અને શુભ દિન આવ્યા. ત્યારે કહો કે–'મારૂં ચાલે તો મારા નોકર, મારા આશ્રિત અને મારૂં કુટુંબ શ્રી જિનવચનથી વિરૂદ્ધ બોલનાર રહે નહિ–એવી યોજના હું કરૂં !' જે કુળમાં શ્રી જિનવચનના ધ્વનિ જ નહિ, તે કુળ કેવાં ? જૈન કુળ એવાં હોય ? કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–એ વચનો અર્થસાર છે. એ વચનો ગંભીર અર્થોથી ભરેલાં છે : અને એથી ત્રણેય ભુવનમાં એનો યશ પ્રતિષ્ઠિત થયેલો છે. અલ્પ કાળમાં મુક્તિગામી આત્માઓને, લઘુકર્મી આત્માઓને એ વચનો રૂચ્યા વિના રહેતાં નથી. જે આત્માઓને મુક્તિની અભિલાષા હોય, તે આત્માઓએ સમજવું જોઈએ કે–સાંભળવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં વચનો છે અને એથી તે આત્માઓએ એના શ્રવણને ચૂકવું જોઈએ નહિ. આથી, કથાકાર પરમર્ષિએ ફરમાવ્યું કે–"સાંભળવા યોગ્ય શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો છે, કારણ કે–એ વચનો નરલોકના સુખનાં, અમર લોકના સુખનાં તથા શિવસુખનાં જનક છે : તેમ જ, અર્થસાર છે અને ભુવનમાં પ્રતિષ્ઠિત યશવાળાં છે !"

**પ્રશંસાને પાત્ર કોણ ?**

આ રીતિએ 'સાંભળવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલાં વચનો છે.'–એવું પહેલી આજ્ઞાને અંગે જણાવ્યા બાદ, બીજી આજ્ઞા જે પ્રશંસાયોગ્યની પ્રશંસા કરવી તે

છે, તેને અંગે પ્રશંસાને પાત્ર કયી કયી વસ્તુઓ છે, તેને દર્શાવતા કથાકાર પરમર્ષિ અહીં ફરમાવે છે કે—

**"ताइं चिय विबुहाण पसंसणिज्जाइं तह य जा इं च।**
**तंहिं चिय भणिआइं, सम्मत्त-नाण-चरणाइं ॥"**

આત્મહિતની દષ્ટિએ, જે વસ્તુ સાંભળવા યોગ્ય હોય, તે પ્રશંસાને યોગ્ય પણ હોય જ. આપણે જોયું કે–સાંભળવા યોગ્ય શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો છે! પ્રશંસવાને યોગ્ય પણ, શ્રી વીતરાગ પરમાત્માએ કહેલા વચનો છે અને એથી જ શ્રી વીતરાગ પરમાત્માનાં વચનોએ જ ફરમાવેલ જે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર, એ પણ પ્રશંસાને પાત્ર છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર–એ ત્રણેય આત્માના ગુણો છે આત્માના એ ગુણો પ્રશંસવા યોગ્ય છે, માટે એ ત્રણને ધરનારા પુણ્યાત્માઓ પણ પ્રશંસવા યોગ્ય ઠરે છે.

રત્નત્રયીની અનુપમ પ્રકારે આરાધના કરવા દ્વારા અજોડ સામર્થ્યને કેળવીને, જે આત્માઓએ રત્નત્રયીને જીવનમાં એકમેક કરી દીધી તથા જગતના જીવોના કલ્યાણને માટે રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગને જે આત્માઓએ સ્વતન્ત્રપણે પ્રદર્શિત કર્યો, તે શ્રી અરિહંતદેવો પ્રથમ કક્ષાએ પ્રશંસાપાત્ર છે.

અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ રત્નત્રયીની આરાધના કરવા દ્વારા, જે આત્માઓએ પોતાના આત્માની સાથે અનાદિકાળથી લાગેલા કર્મમળને દૂર કર્યો અને જે આ-

આવતી જાય. આથી સમજો કે–શ્રી જિનવચન જેના હૈડે વસ્યાં, તેના અશુભ દિન ગયા અને શુભ દિન આવ્યા. ત્યારે કહો કે–' મારૂ ચાલે તો મારા નોકર, મારા આશ્રિત અને મારૂ કુટુંબ શ્રી જિનવચનથી વિરૂદ્ધ બોલનાર રહે નહિ–એવી યોજના હુ કરૂ !' જે કુળમા શ્રી જિનવચનના ધ્વનિ જ નહિ, તે કુળ કેવા ? જૈન કુળ એવા હોય ? કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–એ વચનો અર્થસાર છે. એ વચનો ગંભીર અર્થોથી ભરેલા છે· અને એથી ત્રણેય ભુવનમા એનો યશ પ્રતિષ્ઠિત થયેલો છે અલ્પ કાળમા મુક્તિગામી આત્માઓને, લઘુકર્મી આત્માઓને એ વચનો રૂચ્યા વિના રહેતા નથી. જે આત્માઓને મુક્તિની અભિલાષા હોય, તે આત્માઓએ સમજવું જોઈએ કે–સાંભળવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવોએ કહેલાં વચનો છે અને એથી તે આત્માઓએ એના શ્રવણને ચૂકવું જોઈએ નહિ. આથી, કથાકાર પરમર્ષિએ ફરમાવ્યું કે–" સાભળવા યોગ્ય શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલા વચનો છે, કારણ કે–એ વચનો નરલોકના સુખનાં, અમર લોકના સુખનાં તથા શિવસુખનાં જનક છે· તેમ જ, અર્થસાર છે અને ભુવનમાં પ્રતિષ્ઠિત યશવાળાં છે ! "

**પ્રશંસાને પાત્ર કોણ ?**

આ રીતિએ ' સાભળવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલાં વચનો છે.'–એવું પહેલી આજ્ઞાને અંગે જણાવ્યા બાદ, બીજી આજ્ઞા જે પ્રશંસાયોગ્યની પ્રશંસા કરવી તે

છે, તેને અંગે પ્રશંસાને પાત્ર કયી કયી વસ્તુઓ છે, તેને દર્શાવતાં કથાકાર પરમર્ષિ અહીં ફરમાવે છે કે-

**"ताइं चिय विवुहाण पसंसणिज्जाइं तह य जाइं च।**
**तहिं चिय भणिआइं, सम्मत्त-नाण-चरणाइं ॥"**

આત્મહિતની દષ્ટિએ, જે વસ્તુ સાંભળવા યોગ્ય હોય, તે પ્રશંસાને યોગ્ય પણ હોય જ. આપણે જોયું કે-સાંભળવા યોગ્ય શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો છે! પ્રશંસવાને યોગ્ય પણ, શ્રી વીતરાગ પરમાત્માએ કહેલાં વચનો છે અને એથી જ શ્રી વીતરાગ પરમાત્માનાં વચનોએ જ ફરમાવેલ જે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર, એ પણ પ્રશંસાને પાત્ર છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એ ત્રણેય આત્માના ગુણો છે. આત્માના એ ગુણો પ્રશંસવા યોગ્ય છે, માટે એ ત્રણને ધરનારા પુણ્યાત્માઓ પણ પ્રશંસવા યોગ્ય ઠરે છે.

રત્નત્રયીની અનુપમ પ્રકારે આરાધના કરવા દ્વારા અજોડ સામર્થ્યને કેળવીને, જે આત્માઓએ રત્નત્રયીને જીવનમાં એકમેક કરી દીધી તથા જગતના જીવોના કલ્યાણને માટે રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગને જે આત્માઓએ સ્વતન્ત્રપણે પ્રદર્શિત કર્યો, તે શ્રી અરિહંતદેવો પ્રથમ કક્ષાએ પ્રશંસાપાત્ર છે.

અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ રત્નત્રયીની આરાધના કરવા દ્વારા, જે આત્માઓએ પોતાના આત્માની સાથે અનાદિકાળથી લાગેલા કર્મમળને દૂર કર્યો અને જે આ-

ત્માઓ શ્રી સિદ્ધિગતિને પામ્યા, તે શ્રી સિદ્ધ ભગવન્તો પણ બીજે નંબરે પ્રશંસાપાત્ર છે

રત્નત્રયીના આરાધક બનીને, એ રત્નત્રયીનો પ્રચાર કરવાનું જે આત્માઓએ બીડું ઝડપ્યું છે અને જેઓ શ્રી તીર્થંકરદેવોની ગેરહાજરીમા શાસનના શિરતાજ પદે રહીને શાસનનું અબાધિતપણે પ્રવર્તન કરી તથા કરાવી રહ્યા છે, તે શ્રી આચાર્યભગવન્તો પણ ત્રીજે નંબરે પ્રશંસાપાત્ર છે.

શ્રી આચાર્યભગવન્તોની નિશ્રામા રહીને શ્રી જિનેશ્વરદેવોનાં વચનોને જાણી, હૃદયમાં પચાવી, રત્નત્રયીના આરાધનપૂર્વક જે આત્માઓ રત્નત્રયીના જ્ઞાનનું દાન દેનારા છે, તે શ્રી પાઠકભગવન્તો પણ ચોથે નંબરે પ્રશંસાપાત્ર છે.

રત્નત્રયીની આરાધનાની પ્રતિજ્ઞા સ્વીકારી, રત્નત્રયીની આરાધનામાં રક્ત રહેવા સાથે, જગતમાં રત્નત્રયીની આરાધના કરવા ઈચ્છતા આત્માઓને યથાયોગ્ય પ્રકારે સહાય કરનારા સાધુઓ પણ, પાંચમા નંબરે પ્રશંસાપાત્ર છે.

આ પછી, રત્નત્રયીને પામવાની અભિલાષાવાળાં, રત્નત્રયીની આરાધનામાં જ આત્માનો નિસ્તાર છે—એમ માનનારાં, રત્નત્રયીના આરાધક આત્માઓની સેવામાં રક્ત રહેનારાં, સંસારમાં રહેવા છતાંય સંસારને બૂરો માનનારાં, સંસારને છોડવાની પેરવીમાં પડેલાં અને શક્યમાં

પ્રવૃત્તિનાં મનોભાવવાળાં તથા અશક્યમાં સદ્દહણા જોગી દશાવાળાં શ્રાવક-શ્રાવિકા પણ તે પૂરતાં પ્રશંસાને પાત્ર છે.

એ જ રીતિએ, રત્નત્રયી રૂપ શુદ્ધ મોક્ષમાર્ગની સન્મુખ બનેલા આત્માઓ પણ, તે પૂરતા પ્રશંસાપાત્ર છે. જેમનું જીવન એવું બની ગયું હોય કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા માર્ગને ઝટ પામી શકે : રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગની સન્મુખ મનોદશાવાળા : જાણે-અજાણે શ્રી વીતરાગ પરમાત્માના વચનને સામાન્ય પ્રકારે અનુસરવાનું જેમનું જીવન બન્યું છે એવા : જે જીવનમાં શ્રી વીતરાગના સિદ્ધાંતની છાયા જણાય છે! એવા આત્માઓ પણ, એ પૂરતા પ્રશંસાપાત્ર છે. પણ પ્રશંસા કરતાં ચકોર બનવું જોઈએ. પ્રશંસા એવી જ રીતિએ થાય, કે જેથી એ આત્મા માર્ગ પામે અને બીજા પણ આત્માઓ માર્ગ પામે : કોઈ પણ આત્મા ઉન્માર્ગે ચઢી જાય-એવી પ્રશંસા નહિ કરવી જોઈએ ! પ્રશંસા કરવામાં પણ વિવેક જોઈએ છે. કોઈ પણ પ્રકારના ધર્મમાં વિવેક વિના ચાલે એવું છે? નહિ જ.

### સમ્યગ્દૃષ્ટિ આત્માઓને માટે એ છાપ હોવી જોઇએ કે-એ પ્રશંસા જેની તેની અને જેમ તેમ કરે નહિ:

આથી સિદ્ધ થાય છે કે-શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો, એ વચનોએ જ કહેલાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ રત્નત્રયી, શ્રી અરિહંત પર-

માત્મા, શ્રી સિદ્ધ પરમાત્મા, શ્રી આચાર્યભગવાન, શ્રી ઉપાધ્યાયભગવાન, શ્રી સાધુભગવાન, શ્રાવક-શ્રાવિકા અને મોક્ષમાર્ગની સન્મુખ બનેલા આત્માઓ–એ સિવાય આ દુનિયામાં બીજી કોઈ પણ વસ્તુ વસ્તુતઃ પ્રશંસાને પાત્ર નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલો પ્રશંસા કરે, તો તે આટલાની જ કરે: પણ એ સિવાયની વસ્તુઓની પ્રશંસા કરે નહિ. રત્નત્રયીમાં જેમ રત્નત્રયીના ધારક આદિ આત્માઓનો સમાવેશ થઈ જાય છે, તેમ રત્નત્રયીને પમાડનારી તરીકે જ્ઞાનિઓએ વિહિત કરેલી સઘળી જ સામગ્રીનો પણ તેમાં સમાવેશ થઈ જાય છે. અર્થાત્–રત્નત્રયીને પમાડનારી સામગ્રી પણ પ્રશંસાપાત્ર છે. શ્રી વીતરાગદેવનો અનુયાયી બનેલો, જેની–તેની પ્રશંસા કરે જ નહિ. શ્રી વીતરાગ પરમાત્માનો અનુયાયી જો પ્રશંસા કરે, તો તે જ આત્માઓની કરે, કે જે આત્માઓ કાં સિદ્ધ થયા હોય, કાં સિદ્ધ થવાની તૈયારીમાં હોય, કાં સિદ્ધ થવાને માટે પ્રયત્નશીલ બન્યા હોય! કાં સિદ્ધ થવાના સાધનને બતાવનાર હોય, કાં એ સાધનને સેવનાર હોય અથવા તો એ સાધનના અર્થી હોય કે એની સન્મુખ દશાને પામેલા હોય. જ્યાં શ્રી વીતરાગના શાસનની છાયા નહિ, ત્યાં શ્રી વીતરાગ પરમાત્માના અનુયાયીની પ્રશંસા હોય જ નહિ ને? સમ્યગ્દૃષ્ટિ આત્માઓને માટે તો, એ છાપ હોય કે–એ પ્રશંસા જેની–તેની કરે નહિ તેમ જ એ જે પ્રશંસા કરે, તે જેમ તેમ પણ કરે નહિ. એટલે કે–પ્રશંસા કરવામાં પણ સમ્યગ્દૃષ્ટિ આત્મા વિવેકને ચૂકે નહિ.

## કયી પ્રશંસા સ્વપરહિતની સાધક બનવાને બદલે સ્વપરહિતની બાધક બને ?

પ્રશંસામાં ત્રણ વસ્તુ બને. ગુણની અનુમોદના, ઈતરોને ગુણિનો પરિચય અને એથી ઈતરોમાં ગુણોની રૂચિ ઉત્પન્ન થવી તે. જેમાં વાસ્તવિક કોટિના ગુણની અનુમોદના હોય નહિ અને જે પ્રશંસા ઈતરોમા ગુણી તથા ગુણ પ્રત્યે બહુમાન ઉત્પન્ન કરનારી હોય નહિ, તે પ્રશંસા ,સ્વપરહિતની સાધક થવાને બદલે સ્વપરહિતની ઘાતક પણ બને, એ સ્વાભાવિક છે. ગુણ કયા, એ ભૂલશો નહિ. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર. એ ત્રણ ગુણોને પમાડનારી, ખીલવનારી અને એ ત્રણ ગુણો પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરનારી પ્રશંસા હોવી જોઈએ. એ સિવાયની પ્રશંસા, એટલે કે-એથી વિપરીત પ્રકારના ફળને ઉત્પન્ન કરે તેવી પ્રશંસા, ઉન્માર્ગને પુષ્ટ બનાવનારી છે! આથી સમજવું જોઈએ કે-શ્રી વીતરાગના શાસનને પામેલા આત્માની પ્રશંસા, એ પણ સ્વપરના અવગુણોને ટાળવાનું અને વાસ્તવિક કોટિના ગુણોને પેદા કરવાનું ઉત્તમ પ્રકારનું સાધન છે. એનો વિવેકહીનપણે યથેચ્છ ઉપયોગ થાય નહિ.

### પ્રશંસાનો હેતુ :

જે આત્માઓ, ગુણાવગુણની વૃદ્ધિહાનિનો ખ્યાલ રાખ્યા વિના પ્રશંસા કરે છે, તેઓ વસ્તુત: પ્રશંસા નથી કરતા, પણ ભાટાઈ કરે છે એવી ભાટાઈ કરનારાઓ, જેમ પોતાના આત્માને ડૂબાવે છે, તેમ બીજાઓના આત્માઓને પણ

ડૂબાવનારા બને છે. પોતાની જાતને સારા કહેવડાવવાના ઈરાદે, ગમે તેની ગમે તેવી પ્રશંસા કરનારાઓ, સ્વપરના હિતને હણનારાઓ છે. પ્રશંસાનો હેતુ એ જ હોઈ શકે કે-ગુણો પમાડવા અને પમાએલા ગુણોને ખીલવવા. આજે ગુણ-પ્રશંસાના નામે પણ જગતમાં કારમો અનર્થ મચી રહ્યો છે. ગુણ કોને કહેવાય અને અવગુણ કોને કહેવાય, એના વાસ્તવિક ભાન વિનાના આત્માઓ, આજે, ગુણી આત્માઓની પ્રશંસાથી વિમુખ બની ગયા છે અને ગુણાભાસોની પ્રશંસામાં ગુલતાન બની ગયા છે. જે આત્માઓ વિવેકપૂર્વક આત્માના હિતની દૃષ્ટિએ વિચાર કરે, તેઓને જ આ સ્થિતિનો સાચો ખ્યાલ આવે તેમ છે: અને તો જ તેઓ એવી સ્વપરહિતઘાતક પ્રવૃત્તિથી બચી શકે તેમ છે.

### પ્રશંસા કરતાં મિથ્યા મતને પુષ્ટિ મળે નહિ, તેની કાળજી રાખવી જોઈએ :

આથી, કોઈની પણ પ્રશંસા સાંભળીને દોરવાતાં પહેલાં જરા થોભજો. જોજો કે-એ પ્રશંસા યોગ્યની છે કે નહિ? અને પ્રશંસાને યોગ્યની પણ એ પ્રશંસા યોગ્ય રૂપમાં છે કે નહિ? જેની તે પ્રશંસા કરે છે, તેનામાં વાસ્તવિક કોટિના ગુણો છે કે નહિ? સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર, એ આત્માના ગુણો છે. એ મોક્ષમાર્ગ છે. જેનામાં મોક્ષની અને મોક્ષમાર્ગની શ્રદ્ધા ન હોય તેમ જ જે ધર્મનાં તત્ત્વોના સ્વરૂપથી પરાઙ્મુખ બનીને ધર્મના નામે અધર્મની પ્રવૃત્તિમાં દુનિયાના જીવોને જોડી રહ્યો

હોય, તેવો કોઈ પણ હોય, પણ શ્રી વીતરાગ પરમાત્માના અનુયાયિને માટે તે પ્રશંસાપાત્ર નથી જ. જેની પ્રશંસાથી સાચા ગુણિઓ પ્રત્યે અને સાચા ગુણો પ્રત્યે જગતના જીવો બેદરકાર બને, તેની પ્રશંસા તારનારી નથી, પરંતુ ડૂબાવનારી છે. પ્રશંસાને યોગ્યની પણ પ્રશંસા કરતાં, કોઈ પણ રીતિએ મિથ્યા મતને પુષ્ટિ મળી જાય નહિ, તેની અવશ્ય કાળજી રાખવી જોઈએ.

**સાંભળવા યોગ્યને સાંભળવાનો નિયમ હોય તો પ્રશંસા કોની થાય અને કોની ન થાય તે સમજી શકાય :**

આ શાસનને પામેલા આત્માઓ, દુનિયા જેને સારો માને તેને સારો માનનારા હોતા નથી કે તેની પ્રશંસા કરનારા હોતા નથી; પરન્તુ, જ્ઞાનિઓએ સારાપણાનાં જે જે લક્ષણો દર્શાવ્યાં છે, તે તે લક્ષણો જેનામાં હોય છે, તેને જ સારો માનનારા અને તેને જ પ્રશંસવાને યોગ્ય માનનારા હોય છે. એટલે, જો સાભળવા યોગ્યને સાંભળવાનો નિયમ હોય, તો કોની પ્રશંસા થાય અને કોની પ્રશંસા ન થાય, કેમ પ્રશંસા થાય અને કેમ પ્રશંસા ન થાય, એનો વિવેક આવ્યા વિના રહે નહિ. આજે સાંભળવા યોગ્યને સાંભળવા પ્રત્યે બેદરકારી આવી છે. એથી, સાચી પ્રશંસાપાત્ર વસ્તુઓની તથા સાચા પ્રશંસાપાત્ર આત્માઓની પ્રશંસાથી વંચિત રહેવાય છે : તેમ જ, પ્રશંસાપાત્ર નહિ એવી વસ્તુઓની, આત્મહિતને માટે હાનિકર એવી વસ્તુઓની તથા વસ્તુતઃ અવગુણી આત્માઓની પ્રશંસામાં મોટે ભાગે રચ્યા-પચ્યા રહેવાય છે અને એથી અવગુણો વધતા જાય છે. અવગુણોને ટાળવા હોય, ગુણોને પામવા હોય,

ગુણોને પામીને ખીલવવા હોય અને બીજા આત્માઓ પણ ગુણોને પામે-એમ કરવું હોય, તો પ્રશંસાને યોગ્યની જ પ્રશંસા કરવાનો નિયમ ગ્રહણ કરવો જોઈએ : અને, એ માટે સાંભળવા યોગ્યને સાંભળવા પ્રત્યે આવેલી બેદરકારીને દેશવટો દઈ દેવો જોઈએ.

**જેમાં રત્નત્રયીની પુષ્ટિ નહિ તે પ્રશંસા ગુણ રૂપ નહિ :**

આથી, સમજી લો કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલાને માટે, આત્મકલ્યાણના અર્થી બનેલા આત્માને માટે, પ્રશંસાપાત્ર શું છે? કથાકાર પરમર્ષિ એ જણાવતાં ફરમાવે છે કે-"પંડિત જનોને માટે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલાં તે વચનો જ પ્રશંસનીય છે, કે જે સાંભળવા યોગ્ય છે : તેવી જ રીતિએ, શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલાં વચનોએ જ કહેલ સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર પ્રશંસનીય છે." આથી સ્પષ્ટ થઈ જાય છે કે-શ્રી સર્વજ્ઞ પરમાત્મા, શ્રી સર્વજ્ઞ પરમાત્માએ ફરમાવેલો રત્નત્રયી રૂપ મોક્ષમાર્ગ, એ મોક્ષમાર્ગને જ એક આરાધ્ય તથા ઉપાદેય માનીને, યથાશક્તિ એની આરાધના કરનારાઓ કે એની આરાધનાની સન્મુખ બનેલા આત્માઓ સિવાય, અન્ય કોઈ પણ વસ્તુ અગર તો વ્યક્તિ, વાસ્તવિકપણે પ્રશંસાપાત્ર નથી : એટલું જ નહિ, પણ તેવી અન્ય વસ્તુ કે વ્યક્તિની પ્રશંસા, એ સ્વને માટે અને પરને માટે પણ હિતકર નહિ પણ અહિતકર છે : અર્થાત્-જે પ્રશંસામાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ મોક્ષમાર્ગ-ની પુષ્ટિ ન થતી હોય, એ પ્રશંસા ગુણ રૂપ નથી.

**જે આત્માઓ દુર્ગતિથી ગભરાતા હોય તેઓએ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના પરિત્યાગમાં પ્રમાદી નહિ બનવું :**

આ રીતિએ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓમાંથી પહેલી બે આજ્ઞાઓને અંગે, કથાકાર પરમર્ષિ, સ્પષ્ટીકરણ કરી આવ્યા. પહેલી આજ્ઞા એ હતી કે-"સાંભળવા યોગ્યને સાંભળો." આથી સાંભળવાને યોગ્ય શું છે, તે દર્શાવી ગયા : બીજી આજ્ઞા એ હતી કે-"પ્રશંસાને યોગ્યની પ્રશંસા કરો" આથી પ્રશંસાને યોગ્ય શું છે, તે દર્શાવી ગયા. હવે આવી ત્રીજી આજ્ઞા. ત્રીજી આજ્ઞા એ હતી કે-"પરિહરવા યોગ્યને પરિહરો." આથી પરિહરવા યોગ્ય કયી કયી વસ્તુઓ છે, એ દર્શાવવાને માટે અહીં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

**"परिहरिअव्वाइं तहा, कुगईवासस्स हेउभूआइं ।**
**मिच्छत्तमाइआइं, लोगविरुद्धाइं य तहेव ॥"**

"તથા, કુગતિવાસના હેતુભૂત એવાં મિથ્યાત્વાદિ પાપો અને એ જ રીતિએ લોકવિરૂદ્ધ કાર્યો, એ પરિહરવા યોગ્ય છે"-એમ જ્ઞાનિઓ ફરમાવે છે. મિથ્યાત્વાદિ પાપો, એ કુગતિના વાસનાં હેતુભૂત હોવાથી, તેનો કલ્યાણના અર્થી આત્માએ પરિત્યાગ કરવો, એ જરૂરી છે આશ્રવનાં કારણો કયાં ? મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ, એ ચાર ને ? એ ચાર દુર્ગતિમાં ઘસડી જનારાં છે. જે જે આત્માઓ દુર્ગતિમાં ગયા, જાય છે અને જશે, તે શાના પ્રતાપે ? આ ચારના પ્રતાપે. આથી સ્પષ્ટ છે કે-જે આત્માઓ

દુર્ગતિથી ગભરાતા હોય અને દુર્ગતિમાં જવાનું બંધ થઈ જાય એવી પરમ દશાને પામવાને ઇચ્છતા હોય, તે તે આત્માઓએ આ ચારનો પરિત્યાગ કરવામાં પ્રમાદી બનવું જોઈએ નહિ. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ–એ ચાર દુર્ગતિનાં કારણો હોવાથી, જ્ઞાનિઓએ, એ ચાર પરિહરવા યોગ્ય છે–એમ ફરમાવ્યું છે. દુર્ગતિની ગભરામણ અને આ ચારમાં મોજપૂર્વક પ્રવૃત્તિ, એ બેનો મેળ કેમ જામે ? દુર્ગતિથી ગભરાયે દુર્ગતિમાં જવાનું નહિ રોકાય, પણ દુર્ગતિમાં ઘસડી જનારાં કારણોથી અળગા રહેવાશે તો જ દુર્ગતિમા જવાનું રોકાશે, એ વાત વિવેકિઓ સહેજે સમજી શકે તેમ છે. મિથ્યાત્વ કોને કહેવાય ? સ્વમાં પરબુદ્ધિ અને પરમાં સ્વબુદ્ધિ, એ મિથ્યાત્વ છે. આત્મા, આત્માના ગુણો અને આત્માના ગુણોને ખીલવનારી જે સામગ્રી, તે સિવાયની વસ્તુઓમાં સ્વબુદ્ધિ તથા આત્મા, આત્માના ગુણો અને આત્માના ગુણોને ખીલવનારી જે સામગ્રી, તેમાં પરબુદ્ધિ–એ મિથ્યાત્વ છે. મિથ્યાત્વ ગયા વિના, સમ્યક્ત્વ આવે નહિ. આત્મા, આત્માના ગુણો અને એ ગુણોને ખીલવનારી જે સામગ્રી–તેમાં સ્વબુદ્ધિ અને તે સિવાયની બધી વસ્તુઓમાં પરબુદ્ધિ–એ જાતિનો જે વિવેક, તે સમ્યક્ત્વ. મિથ્યાત્વ એ દુર્ગુણ અને સમ્યક્ત્વ એ સદ્ગુણ. મિથ્યાત્વ દુર્ગતિનું કારણ અને સમ્યક્ત્વ મોક્ષનું કારણ. આત્મા, આત્માના ગુણો અને એ ગુણોને ખીલવનારી સામગ્રી, તે સિવાયનું બધું પર–એવા વિવેકને જે આવવા ન દે, તે મિથ્યાત્વ. એવા મિથ્યાત્વને ઉદ્દેશીને જ્ઞાનિઓ

LIBRARY
ફરમાવે છે કે-' દુર્ગતિવાસમાં હેતુભૂત એવું મિથ્યાત્વ, એ અવશ્ય પરિહરણીય છે.' મિથ્યાત્વ પછી અવિરતિ. અવિરતિ એટલે હિંસકપણાદિની પ્રવૃત્તિથી વિરામ નહિ પામવો તે. અવિરતિ કેટલા પ્રકારની ? બાર. કયા કયા ? પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ-એ પાંચ તથા રાત્રિભોજન, એ અવિરતિના પહેલા છ પ્રકારો છે બીજા છ પ્રકારો કયા ? પાંચેય ઇન્દ્રિયોને અને મનને તાબે થવું, તે બીજા છ પ્રકારો છે. એમ છ ને છ બાર પ્રકાર અવિરતિના છે અને તે પણ મિથ્યાત્વની જેમ તજવા યોગ્ય છે જ્યાં સુધી મિથ્યાત્વ ઉદયમા હોય, ત્યાં સુધી આ બારેય પ્રકારની અવિરતિ આત્માને વસ્તુત· ખટકે નહિ અવિરતિ જો અવિરતિ તરીકે ખરેખર ખટકતી હોય, તો માનવું કે-સમ્યક્ત્વ છે અગર તો સમ્યક્ત્વની સન્મુખ દશા છે. અવિરતિને તજાય નહિ-એમ બને અને વિરતિનો સ્વીકાર કરી શકાય નહિ-એમ પણ બને; મિથ્યાત્વના પરિહારની સાથે જ બધાઓ અવિરતિનો પરિહાર પણ કરી જ શકે અગર તો કરે જ-એવો નિયમ નથી; વિરતિનો સ્વીકાર ન પણ કરી શકે; પરન્તુ, મિથ્યાત્વ જાય અને સમ્યક્ત્વ આવે, એટલે અવિરતિ ખટકે તો ખરી જ. તમને અવિરતિ ખટકે છે કે નહિ ?, એ વિચારી જુઓ. પછી કષાય. મિથ્યાત્વને અને અવિરતિને આધીન બનીને અથવા તો અવિરતિને પોષવાને માટે જે ક્રોધ કરાય, જે માન કરાય, જે માયા સેવાય અને જે લોભ થાય, તે અપ્રશસ્ત કષાય કહેવાય. આત્માના ગુણોને પ્રગટવામાં વિઘ્ન રૂપ એવા એ કષાયો

પણ તજવા ચોગ્ય છે. મિથ્યાત્વમાં અને અવિરતિમાં મનનો ઉપયોગ થાય, વચનનો ઉપયોગ થાય અને કાયાનો ઉપયોગ થાય, તે અપ્રશસ્ત ચોગ. આવા પ્રકારની ચોગોની જે પ્રવૃત્તિ, તે પણ તજવા ચોગ્ય છે.

**લોકવિરૂદ્ધ કાર્યો અને લોક જે કાર્યોના વિરોધ કરે તેવાં કાર્યો–એ બે વચ્ચેના ભેદને સમજવાની જરૂર:**

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને ચોગ–એ જેમ પરિહરવા ચોગ્ય છે, તેમ લોકવિરૂદ્ધ એવાં કાર્યો પણ પરિહરવા ચોગ્ય છે. પરિહરવા ચોગ્ય એવાં જે લોકવિરૂદ્ધ કાર્યો, તે કયાં કયાં કહેવાય છે, એ પણ ખાસ સમજી લેવા જેવું છે. જે જે કાર્યોનો લોક વિરોધ કરે, તે તે કાર્યો ન કરવાં, એવો આનો અર્થ કરવો, તે અજ્ઞાન છે. આ વિષે ઘણી વાર વિસ્તારથી કહેવાઈ ગયું છે. અજ્ઞાન અને મિથ્યામતિ લોકના વિરોધને આધીન થઈ જઇને જો સારીપણ ક્રિયાને તજી દેવામાં આવે, તો કોઈ પણ આત્મા મુક્તિને પામી શકે જ નહિ. કોઈ કાળ એવો આવ્યોય નથી અને આવવાનોય નથી, કે જે કાળમાં મિથ્યામતિ આત્માઓના કરતાં સમ્યગ્દૃષ્ટિ આત્માઓની સંખ્યા વધારે હોય. ગાઢ મિથ્યાત્વમાં ફસેલા આત્માઓને, અનન્તજ્ઞાનિઓએ વિહિત કરેલી અને ભવ્યાત્માઓ દ્વારા આત્મકલ્યાણની અભિલાષાથી આચરાતી ક્રિયાઓ અજુગતી લાગે, તે સ્વાભાવિક છે. સુમતની સામે કુમતનો વિરોધ હોય, એમાં નવાઈ જેવું કાંઈ જ નથી. લોક ગમે તેટલો વિરોધ કરે, પરન્તુ જે ક્રિયા શ્રી જિનાજ્ઞાનુસારિણી હોય, તે ક્રિયાને લોકના વિરોધ ખાતર તજી

દેવાની હોય નહિ. શ્રી જિનાજ્ઞાનુસારિણી ક્રિયાને લોકના વિરોધ ખાતર તજી દેવી, એ ડહાપણ નથી પણ મૂર્ખાઈ છે. કલ્યાણના અર્થિઓએ જોવાનું એ જ હોય છે કે-પોતે જે ક્રિયા કરે છે અથવા તો પોતે જે ક્રિયાને કરવાને ઇચ્છે છે, તે શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબની છે કે નહિ ? લોકવિરૂદ્ધ કાર્યો તજવા યોગ્ય જ છે-એ શંકા વિનાની વાત છે; પણ લોક જે કાર્યોનો વિરોધ કરે, તે કાર્યો જો કરણીય હોય, જ્ઞાનિઓએ વિહિત કરેલાં હોય, જ્ઞાનિઓની આજ્ઞા મુજબ થતાં હોય, તોય તે કાર્યો પણ તજવા જેવાં છે-એમ નહિ માનતા . પણ લોકના વિરોધને ઘોળી પીઈને પણ એ કરવા જેવાં છે-એમ માનજો. સુજ્ઞ લોક જ્ઞાનિઓએ વિહિત કરેલી અને જ્ઞાનિઓની આજ્ઞા મુજબ આચરાતી ધર્મક્રિયાઓનો વિરોધ કરે જ નહિ : અને અજ્ઞાન તથા મિથ્યામતિ લોક વિરોધ કરે, તો તેથી કલ્યાણકારી ક્રિયાનો ત્યાગ કરાય નહિ. જેઓમાં આટલો વિવેક નથી, તેઓ જ લોકવિરોધના નામે, કલ્યાણકારી ક્રિયાઓને તજે છે અગર તજવાનું કહે છે : પણ તેમ કરનારા આત્માઓ દયાપાત્ર છે અને તેમના અજ્ઞાનમાં આપણાથી કોઈ પણ પ્રકારે ફસી જવાય નહિ, એ માટે ચેતતા રહેવા જેવું છે.

પહેલું લોકવિરૂદ્ધ કાર્ય-નિન્દા :

લોકવિરૂદ્ધ કાર્યો કયાં કયાં છે, તેનો ખ્યાલ છે ? સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી પંચાશકજી નામના પોતાના રચેલા ગ્રન્થરત્નમાં, એની પણ નોંધ કરી છે. એવાં કાર્યો કયાં કયા છે-એને યાદ કરી લઈને, ધર્મના અર્થી

આત્માઓએ પણ, એ લોકવિરૂદ્ધ કાર્યોના પરિત્યાગ કરવામાં તત્પર બનવું જોઈએ. ધર્મી આત્માઓને તો, લોકવિરૂદ્ધ કાર્યોનો ત્યાગ જ હોય ને ? તમારે ત્યાગ છે ને ? સમજી લો કે–લોકવિરૂદ્ધ કાર્યો તજ્યા હોય તો એ ઉત્તમ વાત છે અને જો લોકવિરૂદ્ધ કાર્યો થોડે–ઘણે અંશે પણ થતાં હોય, તો એનો ત્યાગ કરવામા પ્રમાદને આધીન થવા જેવું નથી. ત્યારે, લોકવિરૂદ્ધ કાર્યો કયા કયા છે ? શ્રી હરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

"सव्वस्स चेव निंदा विसेसओ तहय गुणसमिद्धाणं ।
उजुधम्मकरणहसणं, रीढा जणपूयणिज्जाणं ॥ १ ॥
"बहुजणविरुद्धसंगो, देसादाचारलंघणं चेव ।
उव्वणभोगो य तहा, दाणाइ वि पगडमण्णे तु ॥ २ ॥
"साहुवसणम्मि तोसो, सइ सामत्थंमि अपडियारो य ।
एमाइयाणि एत्थं, लोगविरूद्धाणि णेयाणि ॥ ३ ॥"

લોકવિરૂદ્ધ કાર્યોમાં, સૌથી પહેલો નંબર નિન્દાને આપ્યો છે. કોઈની પણ નિન્દા કરવી, એ પહેલા નંબરનું લોકવિરૂદ્ધ કાર્ય છે. ખોટી બુદ્ધિથી, કોઈને પણ ઉતારી પાડવાની બુદ્ધિથી, કોઈને હલકો પાડવાની બુદ્ધિથી, સામાની સાચી પણ વાત કરવી–એ નિન્દા છે. ક્રોધને આધીન થઈને, લોભને આધીન થઈને અને હાસ્યને આધીન થઈને, કોઈને પણ માટે ખરાબ વાત કરવી–એ નિન્દા છે. નિન્દા કરવાની કુટેવ, એ પણ એક કારમો દુર્ગુણ છે. આ દુર્ગુણ જાય, તો ખોટા ઈરાદાથી કોઈનીય પાછળ વાત કરવાપણું રહે રહિ નિન્દાનો દુર્ગુણ જાય, તો ઘણા દુર્ગુણો ચાલ્યા

જાય. અવસરે સામે બોલવાની હામ ન હોય, સામાને સુધારવાની તાકાત ન હોય અને આત્મિક હિતનો પ્રશ્ન ન હોય તો બોલવું નહિ, એ સારૂં છે. પાપીથી બીજાઓને પાપમાં જોડાતાં બચાવવાને માટે બોલવું, એ એક જુદી વાત છે; એ નિન્દા નથી; પણ, સામાને ખરાબ કરવાના ઈરાદે અગર પોતાના દુન્યવી સ્વાર્થને માટે અગર મોજ ખાતર કહેવું, એ નિન્દા છે. નિન્દા કરવાથી, નિન્દા કરનારનો આત્મા મલિન બને કે નહિ ? જેની નિન્દા કરો, એની સાથે વૈર બંધાય કે નહિ ? વગર કારણે વૈરી ઉત્પન્ન કરવામાં કાંઈ ફાયદો છે ? કોઈને ઉતારી પાડવાને માટે કોઈનીય પાછળ તેની વાત ન કરવી, એમાં કયી મોટી વાત છે ? નિન્દા કરો, તો આત્માની કરો ને ? પોતાના દોષોની નિન્દા કરો ને ? પણ, આજે આત્માનો વિચાર કરવો, આત્માના દોષો જોવા અને આત્માની ચિન્તા કરવી-એ બધું તો લગભગ નષ્ટપ્રાયઃ થઈ ગયું છે. જે લોકો સાંજ-સવાર ફરવા જાય છે, નવરા પડયે જે લોકો ચૉરે, ચૌટે અને ચકલે બેસે છે, તેમાંનો મોટો ભાગ આ દુર્ગુણથી બચેલો નથી. વાત કર્યા વિના રહેવાય નહિ અને પોતાના દોષો જોવા નહિ, ઊલટા છૂપાવવા, અછતા ગુણો પણ પોતામાં છે-એવું કહેવડાવવું, એટલે કરે શું ? કો'કનું પાનિયું ઉકેલે. જે લોકો આવાં લોકવિરૂદ્ધ કાર્યો પ્રેમથી કરે છે અને લોકવિરોધથી ડરી જ્ઞાનિઓએ વિહિત કરેલી ક્રિયાઓને તજવાનું કહે છે, તેઓ ધર્મી તો નથી જ પણ ધર્મવિરોધી છે. લોકવિરૂદ્ધ કાર્યોથી જે ડરતો રહે, લોકવિરૂદ્ધ કાર્યો ચાલતાં સુધી જે કરે નહિ અને જ્ઞાનિઓએ

ફરમાવેલી આત્મકલ્યાણની પ્રવૃત્તિ કરતાં લોકવિરોધને જે ગણે નહિ, તે ધર્મી ! શ્રાવકો જો નિન્દા નહિ કરવાની પ્રતિજ્ઞાવાળા હોય, તો કદાચ સાધુ પ્રસંગે ભૂલ કરતા હોય તોય તે સુધરે. નિન્દાની કુટેવ મટે, તો ધર્મક્રિયા પણ વધે. આજની નવરી વાતો પણ મોટે ભાગે નિન્દામાં જાય તેમ છે. દુશ્મનનીય નિન્દા, આપણે મોંઢે નહિ હોવી જોઈએ અને કોઈ આપણી પાસે કોઈની નિન્દા કરવા આવે, તોય ના પાડી દેવી જોઈએ. કહેવું કે–' ભાઈ! એ મારો દુશ્મન છે એમ માનીને તું મારી પાસે એની નિન્દા કરવા આવ્યો છે, પરંતુ હું તો દુશ્મનાવટને કાઢવાને ઈચ્છું છું.' અને દુશ્મનનીય નિન્દાને સાંભળવાને પણ જે રાજી ન હોય, તે બીજાની નિન્દા કરે ખરો ? આજે તો કેટલાકોની એ દશા છે કે–તેઓ સારાની નિન્દા કર્યા વિના જાણે જીવી શકતા નથી. આજે ચાર ભેગા થાય, તો બીજાના ભલાની વાત કેટલી ? અને, બીજાના ભૂંડાની વાત કેટલી ? આ દુર્ગુણના પરિણામે, આજ સારાં ગણાતાં કુટુમ્બોમાં પણ અનાચાર વધતા જાય છે અને સદાચાર ઘટતા જાય છે. આજે વ્યાપારમાં અને વ્યવહારમાં અનીતિ વધી રહી છે–એની નિન્દા કરો, તો પારકાની નિન્દા કરવાનો સમય ફાજલ રહે ? મોટા ભાગે આજે એવી દશા છે કે–પોતાના દુર્ગુણ જોવા નથી અને પારકાના છતા કે અછતા દુર્ગુણ ગાવાનો ઘણાને ચડસ લાગ્યો છે !

**ગુણસંપન્નોની નિન્દા, એ તો મહા લોકવિરૂદ્ધ :**

શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–સર્વ

કોઈની નિન્દાનો ત્યાગ કરવો જોઈએ અને વિશેષે કરીને ગુણસમૃદ્ધ આત્માઓની નિન્દાનો ત્યાગ કરવો જોઈએ. જ્ઞાનાદિ ગુણોની સમૃદ્ધિને ધરતા એવા શ્રી આચાર્યભગવાન આદિ મહાપુરૂષોની નિન્દાનો, વિશેષતઃ ત્યાગ કરવો જોઈએ. આજે તો. નિન્દાએ એવું ઘર ઘાલ્યું છે કે-ગુણસંપન્ન આત્માઓની નિન્દા કરતાં પણ, આજનો અમુક વર્ગ જરાય અરેરાટી અનુભવતો નથી. જ્યારે ગુણસંપન્ન આત્માઓની છડેચોક નિન્દા કરવાની બુદ્ધિ સૂઝે, ત્યારે સમજી લેવું કે-ભાગ્ય પરવારવાની એ નિશાની છે. આ દોષથી આજે ગંભીરતા ગુણ ઉપર પણ મોટે ભાગે દેવતા મૂકાઈ ગયો છે. જ્યાં અછતા પણ દોષોને ગાવાની કુટેવ પડી હોય, ત્યાં એવાઓ સાચા દોષોને તો જીરવી શકે જ શાના ? મહાપુરૂષોની નિન્દા કરવી, એ તો આજના કેટલાકોને મન સામાન્ય વાત થઈ પડી છે. નહિતર, સજ્જન આત્માઓનાં હૈયાં તો ગંભીર હોય. સજ્જનોનાં હૈયાં એવાં ગંભીર હોય છે કે-એનું ઉપમાન સાગરને પણ અપાય છે. સજ્જનોનાં હૈયાં સાગર જેવાં ગંભીર-એમ નહિ, પણ સજ્જનોનાં હૈયાં જેવો ગંભીર સાગર-એમ પણ કેટલીક વાર કહેવાય છે. આજે આવી. સજ્જનતા કેટલાકમાં હશે ? એ માટે જુનાઓની કહેતી સાચી છે કે-" નવરા નખ્ખોદ વાળે." નવરા પડયા એટલે કરે શું ? આત્માનો વિચાર ન હોય, તો કાં'ક ઊંધુ-ચત્તું જ કરેને ?

**સાધુ-સાધ્વીની આજ્ઞાશીલતા :**

આથી, સાધુ-સાધ્વીને માટે પણ શાસ્ત્રે કાયદો રાખ્યો

કે–દરેક સાધુ–સાધ્વી રોજ સવારે ગુરૂની પાસે બે આદેશ માગે. બહુવેલ સંદિસાહું અને બહુવેલ કરશું. જેટલી ક્રિયા થયા વિના રહેતી નથી અને જે ક્રિયા કરતાં પૂર્વે ગુરૂની આજ્ઞા પૂછવા જેટલો સમય નથી રહેતો, તેવી ક્રિયાઓ કરવાને માટેની એ માગણી છે.. જેમ કે–આંખનું પોપચું ઊંચું–નીચું થવું, શ્વાસ લેવાવો અને મૂકાવો તથા અંગોપાંગાદિનું હલન–ચલન, એ વગેરે ક્રિયાઓ માટે અનુજ્ઞા ઘડી ઘડી પૂછાવી, એ શકય નથી. એટલે, એ બે આદેશો દ્વારા, એવી ક્રિયાઓ થાય તેમાં આજ્ઞાભંગ ન થાય, એ માટે અનુજ્ઞા મેળવી લેવાનો શાસ્ત્રે વિધિ રાખ્યો છે. આથી સ્પષ્ટ છે કે–સાધુ–સાધ્વીથી ગુરૂની આજ્ઞા વિના એક પણ કાર્ય થાય નહિ. જે સાધુ–સાધ્વી ગુરૂની આજ્ઞા વિનાનાં કાર્યો કરે, તે સ્વચ્છન્દી બની જાય. ગુરૂ પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા તરફ જ લક્ષ્ય રાખનારા હોય અને અનુગ્રહબુદ્ધિથી જ શ્રી જિનાજ્ઞાનું પાલન કરવા તથા કરાવવાની વૃત્તિવાળા હોય. આ શાસનમાં આવી સુન્દર મર્યાદા હોવાથી, સાધુજીવનમાં એક ક્ષણનો પણ સ્વચ્છન્દ ન જોઈએ. એ માટે બે આદેશોની આજ્ઞા છે. એ સિવાયની જે જે ક્રિયા કરવી હોય, તે તે ક્રિયા કરવામાં ગુરૂની આજ્ઞા લેવી જ પડે. આથી, કયા સાધુ કયાં છે અને તે શું કરે છે, તેની બરાબર ખબર ગુરૂને હોય ને ? આજ્ઞાવિરૂદ્ધની પ્રવૃત્તિ કરનારાઓ, બીજાનું ભલું કરનારા નીવડશે ત્યારે નીવડશે, પણ તેઓ પહેલાં તો પોતાનું નિકંદન કાઢી રહ્યા છે. શ્રી મેઘકુમારમાં જો એ એક વસ્તુ ન હોત, તો રાતો–રાત

સાધુપણું મૂકીને એ ચાલી જ જાત ને? વિનયના પાલનની ક્રિયાના યોગે આવી પડેલો પરીષહ નહિ સહી શકવાના પ્રતાપે એમને દુર્ધ્યાન થયું છે: કારણ કે-પહેલાં રાજકુમાર છતાં એમનો સંથારો છેલ્લો છે. અહીં આવ્યા પછીથી રાજકુમાર રાજકુમાર રહે?

સ૦ નાજી.

જ્યારે રાજકુમાર રાજકુમાર ન રહે, તો શેઠ શેઠ રહે? એ વસ્તુ પણ સમજવા જેવી છે. સેંકડો સાધુ અને સંથારો છેલ્લો, એટલે કેટલી બધી ધૂળ પડે? ગઈ કાલ સુધી પુષ્પશય્યામાં સુતેલાને આજે આ સ્થિતિમાં ઉંઘ આવે શી રીતિએ? જવાનો વિચાર થયો, પણ થયું કે-ભગવાનને પૂછ્યા સિવાય જવાય નહિ. એથી એ બચી ગયા અને સાધી ગયા. ઘણા દુર્ગુણ હોય, પણ માલિકને પૂછ્યા વિના એક પણ કદમ નહિ ભરવાનો નિશ્ચય હોય, તો પડતાં પડતાંય બચી જાય અને જાય તોય પાછો આવે. પરન્તુ, જે સાધુ અગર સાધ્વીએ આજ્ઞા મૂકીને વર્તવા માંડ્યું, તે કાં ઘેર જાય, કાં અહીં રહે તોય દુર્ગતિમાં જાય. સાધુએ આજ્ઞા વિનાની પ્રવૃત્તિઓ શરૂ કરી અને સ્વચ્છન્દી બન્યો, એટલે કાં તો ઘેર જવાનો અને કાં તો લાલચે ટકયો રહે તોય દુર્ગતિમાં જવાનો. તમારે માટે પણ નિયમન છે ને? સાધુ અને શ્રાવક-બન્નેને માટે શ્રી જિનેશ્વરદેવના શાસનમાં એવા સુન્દર ખીલા છે કે-જે એને બંધાઈ રહે, તે કદી સિદાય નહિ. તમને ખબર છે ને કે-દૂધાળાં ઢોર ખીલે બંધાય અને રખડતાં ફરે તે હરાયાં ઢોર કહેવાય? તમારે કેવા રહેવું છે? ખીલે બંધાએલા રહેવામાં જે મજા છે અને જે સુખ

છે, તે મજા અને તે સુખ રખડતા રહેવામાં નથી. એ માટે, યોગ્યની નિશ્રામાં આવી જવું, એ ઉચિત છે. વાત એ હતી કે–જે સાધુ–સાધ્વી આ રીતિએ ખીલે બંધાયાં રહે, તે કોઈની નિન્દા કરે ? કોની આનાથી નિન્દા કરે ? અર્થાત્–કરે જ નહિ. જ્યાં એ દુર્ગુણ આવ્યો હોય, ત્યાંથી તે કાઢવા જેવો છે. આ દુર્ગુણ સાધુની સાધુતાનું અને શ્રાવકના શ્રાવકપણાનું નિકંદન કાઢનારો છે. આ દુર્ગુણ એવો છે કે–આના પ્રતાપે માણસાઈનું નિકંદન પણ નીકળી જવા પામે. જેણે પોતામા ગુણો લાવવા હોય, આવેલા ગુણોને ટકાવવા હોય, બને તેટલુ આત્માનું ભલુ કરવું હોય અને પારકાનું ભુંડું કરવાના નાહકના પાપથી બચી જવું હોય, તેણે આ દુર્ગુણ અવશ્ય તજવા જેવો છે. તમને લાગે છે કે–આજે જેઓ લોકવિરોધના નામે ધર્મથી જનતાને ભડકાવવાનો ધંધો લઈ બેઠા છે, તેઓ આ લોકવિરૂદ્ધ કાર્યમાં ખૂંચેલા છે ?

લોકવિરૂદ્ધ કાર્યો :

સર્વ કોઈની નિન્દા કરવી અને વિશેષે કરીને જ્ઞાનાદિ ગુણોની ઋદ્ધિને ધરતા શ્રી આચાર્યભગવાન આદિ મહાપુરૂષોની નિન્દા કરવી, એ પહેલું લોકવિરૂદ્ધ કાર્ય છે.

સરળ આત્માઓ ધર્મ કરતા હોય અને તેમાં વધુ ન સમજવાથી ખામી રહેતી હોય, તો તે જોઈને કે બીજી રીતિએ સરળ આત્માઓના ધર્મકરણની હાંસી કરવી, એ બીજું લોકવિરૂદ્ધ કાર્ય છે. 'જ્ઞાનિઓએ આ આત્માના કલ્યાણ માટે કહ્યું છે.'–એમ માનીને ધર્મક્રિયા કરતા હોય

અને એમા ખામી રહેતી હોય, તો તેની ડાહ્યાએ મશ્કરી કરવાની હોય નહિ સમજુને તો એમ થવુ જોઈએ કે-'અમારા કરતા આ અણસમજુ પણ સારા કે જ્ઞાનિએ કહેલી ક્રિયા છે એમ માનીનેય કરે છે, જ્યારે અમે એવા સમજુ કે સમજવા છતા કરતા નથી' આવી રીતિએ પોતાની જાતની નિન્દા કરવી જોઈએ અને હાંસી કરવાને બદલે સુયોગ્ય રીતિએ સામાની ખામી સુધરે તેમ કરવુ જોઈએ

જનપૂજનીય ગજા આદિની હીલના કરવી, એ ત્રીજુ લોકવિરૂદ્ધ કાર્ય છે સુજ્ઞ લોક જેને બહુમાને, તેને માટે જેમ-તેમ ધર્મની આરાધનાનો અર્થી ન બોલે

બહુ-જન-વિરુદ્ધનો સમર્ગ કરવો, એ ચોથુ લોક વિરૂદ્ધ કાર્ય છે જેમની તરફ ઘણાની અપ્રીતિ હોય, અર્થાત્-લોકોના ઉપર અપકાર કરવાના કારણે જેની સામે બહુજનનો વિરોધ થયો હોય, એવાઓનો સમર્ગ કરવો એ પણ લોકવિરૂદ્ધ કાર્ય છે

દેશના, જાતિના અને કુળાદિના આચારોનુ લઘન નહિ કરવુ જોઈએ દેશાદિના આચારોનુ ઉલ્લઘન કરવુ, એ પાચમુ લોકવિરૂદ્ધ કાર્ય છે

ઉત્બણ ભોગ ભોગવવા તથા અનુચિત દાન કરવુ, એ પણ લોકવિરૂદ્ધ કાર્ય છે પોતાની સ્થિતિ, વય, સયોગ આદિથી અતિરિક્તપણે અગર તો છાકગ આદિને છાજે તેવી રીતિએ ભોગો ભોગવવા, એ આમા જાય અન્યોના મતે, કરેલ દાનાદિનુ સ્વમુખે પ્રકાશન કરવુ, એ પણ એક પ્રકારે લોકવિરૂદ્ધ કાર્ય છે

સાધુપુરૂષો ઉપર દુષ્ટ રાજા આદિ દ્વારા કરવામાં આવેલી આપત્તિથી તોષ પામવો અને પોતાની શક્તિ હોવા છતાં પણ એ આપત્તિનો પ્રતીકાર નહિ કરવો, એ પણ એક લોકવિરૂદ્ધ કાર્ય છે. સારા ઉપર આફત આવે ને આનંદ થાય, એ ખરાબ ને? સારાને સારાની આફત આનંદ આપે કે તે ટાળવાની પ્રેરણા કરે? સામર્થ્ય હોય છતાં પણ જો સારો સારાની આફતને ટાળે નહિ, તો એ સારો સારો શાનો?, એમ વ્યવહારમાંય કહેવાય છે ને? આ ઉપરથી એ વાત પણ સમજાય છે ને કે–સાધુપુરુષો આપત્તિમાં મૂકાવા પામે એવું કાંઇ પણ કરવું, એ તો મહા લોકવિરૂદ્ધ કાર્ય છે? આજે કેટલાકોમાં સાચા સાધુપુરુષોને આપત્તિમાં મૂકવાનો રસ જાગ્યો છે, એ જાણો છો? સાધુપુરૂષો શ્રી જિનના કહ્યામાં રહેવા ખાતર એમના કહ્યામાં ન રહે, એટલે એ લોકો એમને આપત્તિમાં મૂકવાને મથે છે. એવા માણસો તો પાપી છે જ, પણ જેઓ છતી શક્તિએ એ આપત્તિનો પ્રતીકાર કરવાની બાબતમાં ઉપેક્ષા સેવે છે, તેઓ પણ પાપના ભાગી થાય છે.

### ધર્મી કે અધર્મી?

આવાં લોકવિરૂદ્ધ કાર્યોનો ત્યાગ તમારે છે કે નહિ? જે આવાં લોકવિરૂદ્ધ કાર્યોને તજે નહિ અને જે કાર્યો કરવા જેવાં છે એમ જ્ઞાનિઓએ કહ્યું છે, તે કાર્યોને કેટલાક અજ્ઞાનો કે ધર્મદ્વેષિઓ હા–ના કરે માટે લોકવિરોધથી

ડરીને તજે, એ ધર્મી કે અધર્મી ? ધર્મી નિન્દાદિ લોકવિરૂદ્ધ કાર્યોથી પરાઙ્મુખ રહે, ડરતો રહે અને જ્ઞાનિએ વિહિત કરેલાં કાર્યોને અજ્ઞાન કે સ્વાર્થી લોકના વિરોધને આધીન થઈને તજે નહિ આ રીતિએ કુગતિના વાસમાં હેતુભૂત મિથ્યાત્વાદિ પાપો અને તે જ રીતિએ લોકવિરૂદ્ધ કાર્યો, એ પરિહરવા યોગ્ય છે. જેઓ પોતાના આત્માનો નિસ્તાર કરવાને ઈચ્છતા હોય, તેઓએ જેમ સાભળવા યોગ્ય વચનોને સાભળવામા શિથિલ નહિ બનવું જોઈએ અને પ્રશંસાને યોગ્ય વસ્તુઓની પ્રશંસા કરવી જોઈએ, તેમ પરિહરવાને યોગ્ય કાર્યોનો પરિહાર કરવામા પણ લેશ પણ પ્રમાદને આધીન ન બનાય, તેની કાળજી રાખવી જોઈએ.

આચરવા યોગ્ય શું છે ?

હવે ચોથી આજ્ઞા એ છે કે-" આચરવા યોગ્યને આચરો." આને અંગે, આચરવા યોગ્ય શું શું છે, તેને દર્શાવતાં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-

"आयरिअव्वाइं अणिस्सिएण सम्मत्त-नाण-चरणाइं ।
दोगच्चविउडणाइ, चिन्तामणिरयणभूआइ ॥"

સામાન્ય રીતિએ એમ કહેવાય કે-જે પરિહરવા યોગ્ય છે,તેનાથી જે વિપરીત હોય, તે આદરવા યોગ્ય અહીં કથાકાર પરમર્ષિ પણ ફરમાવે છે કે-"દુ ખિપણાના વિનાશને કરનાર અને ચિન્તામણિરત્નભૂત એવા સમ્યક્ત્વને, જ્ઞાનને અને ચારિત્રને, અનિશ્રિત એવા આત્માએ આચરવાં એ યોગ્ય છે " સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એની

આરાધના જો બરાબર થઈ જાય, તો આત્માના દુઃખ માત્રનો સર્વથા નાશ થઈ જાય : પણ એ આચરવા યોગ્યની આચરણા, નિશ્રા વિના જ કરવાનું જ્ઞાનિઓ ઠામ ઠામ વિધાન બાંધે છે. નિશ્રા વિના, એટલે કે–આ લોકની અને પરલોકની પૌદ્‌ગલિક આશંસાથી રહિતપણે ! આ લોકની કે પરલોકની પૌદ્‌ગલિક અભિલાષાથી ધર્મ કરવાનું વિધાન, કોઇ પણ શાસ્ત્રગ્રન્થમાં હોય નહિ. આમ છતાં પણ, આ લોક કે પરલોકની પૌદ્‌ગલિક અભિલાષાથી ધર્મ કરવો–એય સારૂં છે, એવું કહેનારા અને પોતાના એ વચનની સિદ્ધિ ખાતર શાસ્ત્રનાં વિધાનોને પણ ઓળવવાનો પ્રયત્ન કરનારા અને દૃષ્ટાન્તોનો દુરૂપયોગ કરનારા પણ હોય છે. ખરેખર, તેઓ ધર્મોપદેશકો તો નથી જ, પણ પાપોપદેશકો છે. શ્રી જિનશાસનમાં જે કોઇ ઉન્માર્ગદેશક બને, એ તો કસાઈ કરતાંય ભૂંડા છે. કસાઇ જે પશુઓ વગેરેને હણે છે, તે પશુઓ વગેરેએ એનામાં વિશ્વાસ મૂકેલો છે ?

સ૦ જી ના.

જ્યારે ઉન્માર્ગદેશક તો વિશ્વાસુઓના હિતને પણ હણનારો બને છે. ઉન્માર્ગદેશક સંયમાદિની બાહ્ય ક્રિયાઓનું કદાચ ઉત્કટપણે પાલન કરનારો લાગે, તો પણ તે વર્જ્ય જ છે, કેમ કે–સાધુવેષને ધરનારો પાસત્થા અને શિથિલાચારી કરતાં ક્રિયાદિમાં સારોય હોય, તે છતાં પણ જો તે માર્ગથી વિપરીત કહેનાર હોય, તો તે ભૂંડો છે. અસ્તુ. અહીં

તો એ જ કહેવાનું છે કે-સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્ર, એ ત્રણ જ આચરવા યોગ્ય છે અને કલ્યાણના અર્થી આત્માઓએ એ સમ્યક્ત્વને, જ્ઞાનને અને ચારિત્રને આ લોક કે પરલોકની પૌદ્ગલિક લાલસા વિના, આશંસારહિતપણે આચરવા જોઈએ, કે જેથી દુઃખિપણાનો સર્વથા વિનાશ થાય.

ચાર આજ્ઞાઓ વિષે ઉપસંહાર:

સાંભળવા યોગ્યનું શ્રવણ, પ્રશંસાયોગ્યની પ્રશંસા, પરિહારને યોગ્યનો પરિહાર અને આચરવા યોગ્યનું આચરણ-એ ચાર આજ્ઞાઓનો અમલ, એ સાધુતા અને એ ચાર આજ્ઞાઓના અમલનો અભ્યાસ, એ શ્રાવકપણું,-આમ પણ જો કહેવું હોય, તો અપેક્ષાએ કહી શકાય. આ ચાર આજ્ઞાઓનો અમલ ન થયો, અભ્યાસ ન થયો, માટે અનંતો કાળ સંસારમા ગયો, અને, હજુ પણ જો તેમ નહિ જ થાય, તો સંસારમા હજી પણ કદાચ અનંતો કાળ જશે. સંસારમા હવે જો અનંતો કાળ ન કાઢવો હોય અને ઝટ સંસારથી મૂકાઈને મુક્તિએ પહોંચવું હોય, તો આ ચાર આજ્ઞાઓ પ્રત્યે સાચો બહુમાનભાવ કેળવી, એના અમલને માટે ઉદ્યત બનવું જોઈએ. શ્રી જિનેશ્વરદેવોએ કહેલા વચનો, એ સાંભળવા યોગ્ય છે: એ વચનો તેમ જ એ વચનોએ જ ફરમાવેલી રત્નત્રયી પ્રશંસાને યોગ્ય છે: મિથ્યાત્વાદિ તથા લોકવિરૂદ્ધ કાર્યો પરિહરવા યોગ્ય છે: અને સમ્યક્ત્વ-જ્ઞાન-ચારિત્ર, એ, આ લોક તથા પરલોકની પૌદ્ગલિક લાલસાથી રહિતપણે આચરવા યોગ્ય છે. આ ચાર

આજ્ઞાઓનાં ઘરમાં ઑર્ડર મ રવા જોઈએ. બચ્ચાં પણ વાંચે અને પૂછે. પૂછે એટલે સમજાવજો કે–આત્માના કલ્યાણને માટે આ ચારનો અમલ કરવો જરૂરી છે. પછી પૂછે કે–'રત્નત્રયીને પૂરી આરાધવી હોય, તો તમારા ભેગા રહેવાય કે નહિ?' તો કહેજો કે–'જો રત્નત્રયીની આરાધનાનો એવો ઉલ્લાસ જાગે, તો એ કરવાને માટે અમને અને આખા સંસારને તજીને તમારે સાધુ જ થવું જોઈએ. તમને એ ઉલ્લાસ જાગે અને અમે ન માનીએ તો પણ તમારે એની આરાધના કરવાને માટે તારક સાધુપુરૂષોની નિશ્રામાં જવું, એ તમારો ધર્મ છે. એવા કામમાં અમે આડે આવીએ, તો અમે હિતૈષી મા–બાપ નહિ, પણ વૈરી. તમે એ માર્ગે જાવ, તો અમે મા–બાપ બન્યાં તેય સફળ.' આમ થાય, તો તમારા ઘરમાં વિરાગી પાકવા, એ સ્વાભાવિક બને. જૈનના કુળમાં વિરાગ જન્મે, એમાં નવાઈ નહિ. ન જન્મે તો નવાઈ. જૈનના ઘરમાં તો બચ્ચાં પણ બોલે કે–'બાપા કહે છે કે–બંગલો એ કેદખાનું છે.' 'હું ફસ્યો પણ તું ન ફસીશ.'–એવું હિતૈષી પિતા કહી શકે ને? આ ચાર આજ્ઞાઓ બરાબર નથી–એમ જો લાગે, તો સમજવું કે–હજુ આપણે શાસનને પામ્યા નથી: અને આ ચાર આજ્ઞાઓનો જીવનમાં અમલ કરવાનું મન તો હોય, પણ એનો અમલ ન થઈ શકતો હોય એટલે અમલ ન થાય તો તે જો ખટકતું હોય, તો માનજો કે–હજુ આરાધનામાં પાંગળા છીએ: અને એ પાંગળાપણું ક્યારે જાય, એમ ઇચ્છયા કરજો.

આ પ્રબન્ધમાં:પ્રથમ આજ્ઞાનું આલંબન :

આ પછીથી, કથાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—

"एत्थ पुण अहिगारो, ता सोअव्वेहिं पत्थुअपवन्धे।
सव्वन्नुभासिआइं, सोअव्वाइं ति भणियमिणं ॥

" वोच्छं तप्पडिबद्धं, भवियजणाणन्दयारिणिं परमं ॥
संखेवओ महत्थं, चरिअकहं तं निसामेह ॥"

" શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલાં વચનો એ સાંભળવા યોગ્ય છે—એમ કહેવાઈ ગયું છે અને આ પ્રસ્તુત પ્રબન્ધમાં એ સાંભળવા યોગ્યનો અધિકાર છે."—આવા ભાવનું જણાવ્યા બાદ, આ કથાને અનુલક્ષીને કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—" શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલાં વચનોના આધારે રચાએલી, ભવ્યજનોને આનંદ કરાવનારી, શ્રેષ્ઠ અને મહાન અર્થોથી ભરેલી ચરિતકથાને હું સંક્ષેપથી કહીશ. તેને, હે ભવ્યજનો ! તમે સાંભળો ! "

કથા સાંભળનારનું ધ્યેય :

શ્રી જિનેશ્વરદેવના શાસનમાં કથા પણ શ્રી જિનાજ્ઞા મુજબની જ હોય છે. એટલે કે—કોઈ પણ કથા અગર તો કોઈની પણ કથા, શ્રી જિનેશ્વરદેવના શાસનમાં એવી જ રીતિએ કહેવાય, કે જે રીતિએ કહેવામાં આધારભૂત તરીકે શ્રી જિનવચનો જ હોય. શ્રી જિનાજ્ઞાને આપણે કયી રીતિએ

વળગવાની જરૂર છે, એ વસ્તુનો આપણને આનાથી પણ સુંદરમાં સુંદર ખ્યાલ આવી શકે તેમ છે. કથાને કહેનારે અને કથાને સાંભળનારે, શ્રી જિનાજ્ઞા તરફથી દષ્ટિ ખસે નહિ, એનો ખ્યાલ રાખવાનો છે. શ્રી જિનશાસનની કથાનું શ્રવણ કરવું, એ પણ શ્રી જિનાજ્ઞાની આરાધના છે. આરાધના કરતાં વિરાધના ન થઈ જાય, તેનો દરેકે ખ્યાલ રાખવો જોઈએ. વિરાધનાથી બચવાને માટે, કથાના શ્રવણમાં કોઈ પણ પ્રકારની વિપરીત વૃત્તિ ન આવી જાય, તેનીય કાળજી રાખવી જોઈએ. તે કથા શ્રી જિનશાસનની કથા નથી, કે જે કથામાં શ્રી જિનાજ્ઞાની આરાધનાનો ભાવ નથી. કથા કહેનારે અને કથા સાંભળનારે, 'શું હેય, શું જ્ઞેય અને શું ઉપાદેય'—એ વિવેકને ભૂલવો જોઈએ નહિ. કથાનું શ્રવણ પણ મુક્તિનું કારણ બની શકે, પણ એ રીતિએ કથા કહેનારે કથા કહેવી જોઈએ અને એ જ ધ્યેયથી કથા સાંભળનારે કથા સાંભળવી જોઈએ. આજે શ્રી જિનશાસનની કથાઓને પણ કેટલાકો એવા રૂપે રજૂ કરે છે, કે જેથી એનું ધ્યેય હણાય છે: એટલું જ નહિ, પણ વિપરીત ધ્યેય પોષાય છે. કથા સાંભળતાં, શ્રોતાએ, કથામાં આવતા પ્રસંગોનો વિચાર કરવાની સાથે સાથે પોતાના આત્માનો વિચાર પણ કરવો જોઈએ. દોષનો પ્રસંગ આવે, ત્યાં એમ થાય કે—આવો દોષ મારામાં છે કે નહિ? અને જો એ દોષ હોય, તો તે કેમ નીકળે એનો વિચાર કરવો જોઈએ. ગુણનો પ્રસંગ આવે, ત્યાં પણ એમ થાય કે—આવો ગુણ મારા આત્મામાં પ્રગટ્યો છે

કે નહિ ? અને જો એ ગુણ ન પ્રગટ્યો હોય, તો તેને પ્રગટાવવાની કાર્યવાહી કરવા તરફ પ્રયત્નશીલ બનવું જોઇએ. દોષ ન હોય તો દોષ આવી ન જાય-તેની કાળજી રાખવી જોઇએ અને ગુણ હોય તો એ ગુણ ચાલ્યો ન જાય અને વધારે ખીલે-તે માટે પ્રયત્ન કરવો જોઇએ. આ રીતિએ જો કથાનું શ્રવણ પણ બરાબર થાય, તો એથી આત્માને ઘણો લાભ થાય. કેવળ શૉખ માટે કથા સાંભળવી, એનો કાંઇ અર્થ નથી. દોષ કાઢવાનું અને ગુણ પામવાનું, દોષથી બચવાનું અને ગુણને ખીલવવાનું ધ્યેય હોવું જોઇએ. આત્માના હિતની દૃષ્ટિ આવ્યા વિના, આ બને નહિ. આત્માના ગુણો પ્રગટાવવા છે, ખીલવવા છે અને આત્માના મૂળ સ્વરૂપને પામવું છે, આ ઇરાદો હોય, તો આવી સંવેગરસથી ભરેલી કથા, કે જેમાં શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓ પૈકીની પ્રથમ આજ્ઞાનો અધિકાર છે, તે આત્માને ઘણો લાભ કર્યા વિના રહે નહિ. એમ થાય, તો કથા સાંભળી તે લેખે લાગી કહેવાય. કથાનું શ્રવણ પણ જે રીતિએ ફળવું જોઇએ તે રીતિએ ફળે ક્યારે ? ત્યારે જ, કે જ્યારે આપણે પણ એને માટે જોઇતી લાયકાતવાળા બનીએ. વિપરીત ધ્યેય ન હોય અને એવી લાયકાત કેળવવાનું ધ્યેય હોય, તોય લાભ થયા વિના રહે નહિ.

### કથાથી કહેનારને અને સાંભળનારને મળતું સાક્ષાત્ અને પારંપરિક ફળ :

કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-આ કથા દ્વારા હું

તમને સાંભળવા યોગ્ય સંભળાવવાને ઇચ્છું છું. આ કથા શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલાં વચનોના આધારે રચાએલી છે. જે કથામાં શ્રી સર્વજ્ઞ પરમાત્માએ પ્રરૂપેલાં વચનોનો આધાર નથી, તે કથા એ શ્રી જિનશાસનની કથા નથી. અને જે ન સાંભળવા યોગ્ય વચનો છે, તે વચનોને આધાર બનાવીને જે કોઈ કથાદિ લખે કે સંભળાવે, તે શ્રી જિનશાસનનો લેખક કે વકતા નથી. કથાકાર પરમર્ષિ તો ખાતરી આપે છે કે–આ કથા શ્રી જિનવચનોથી પ્રતિબદ્ધ છે. જે કથા શ્રી જિનવચનોથી પ્રતિબદ્ધ હોય, તે ભવ્ય જનોને આનંદ કરાવનારી હોય, એ સ્વાભાવિક છે. આવી કથા શ્રેષ્ઠ હોય, એમાં પણ શંકા રાખવા જેવું નથી. વળી, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–આ શ્રેષ્ઠ કથાને હું સંક્ષેપથી કહીશ. સંક્ષેપથી કહેવા છતાં પણ, આ કથા મહાન અર્થોથી ભરેલી છે, એવી ખાતરી પણ આપણને આ કથાકાર પરમર્ષિએ જ આપેલી છે. આ પછી ભવ્ય જીવોને ઉદ્દેશીને કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે– 'આ કથાને તમે સાંભળો!' આથી એ વસ્તુ પણ સ્પષ્ટ થાય છે કે–શ્રી સર્વજ્ઞ પરમાત્માનાં વચનોને અનુસરીને કહેવાતી કથા, જેમ કથાકારના પોતાના શ્રેયને સાધનારી નીવડે છે, તેમ સાંભળનારા ભવ્ય આત્માઓના શ્રેયને સાધનારી પણ નીવડે છે. આથી, કથા કહેવાનું પ્રયોજન પણ સ્પષ્ટ થઈ જાય છે. કથાકાર પરમર્ષિને માટે, આનું સાક્ષાત્ ફળ પરોપકાર છે, જ્યારે પરંપરાએ એ મુક્તિફળને આપનાર

છે. એ જ રીતિએ, શ્રોતાઓને માટે પણ સાક્ષાત્ ફળ તરીકે કથામાં આવતી અનેક વસ્તુઓનો અવબોધ છે અને જો એનો વાસ્તવિક કોટિનો અમલ થાય, તો પરંપરાએ શ્રોતાઓને પણ મુક્તિફળની પ્રાપ્તિ થાય તેમ છે. આવી સ્વ-પરને હિતકારી કથાને સાંભળતાં, સાક્ષાત્ અને પારંપરિક ફળની પ્રાપ્તિ સારી રીતિએ અને સુલભતાથી થાય, એ રીતિએ આ કથાનું શ્રવણ કરવાનું સૌએ લક્ષ્યમાં રાખવું જોઇએ.



## (૪) કથાવસ્તુના ત્રણ અને કથાના ચાર પ્રકાર.

ત્રણ પ્રકારે કથાવસ્તુ :

આટલું કહ્યા પછીથી પણ, સુવિહિતશિરોમણિ-આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા કથાની શરૂઆત કરી દેતા નથી. હજી પણ, તેઓશ્રી, આ કથાની ભૂમિકાને લંબાવે છે અને કથા વિષયક બીજી પણ જરૂરી બાબતોનો અવબોધ કરાવે છે. એટલે કે-કથાકાર પરમર્ષિ, કથાની શરૂઆત કરતા પહેલાં કથાવસ્તુ કથાના પ્રકાર અને શ્રોતાના પ્રકાર-એ વગેરે વસ્તુઓને પણ વર્ણવે છે. કથાવસ્તુના ત્રણ પ્રકારોને દર્શાવતા, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-

" तत्थ य 'तिविहं कहावत्थुं' त्ति पुव्वायरियपवाओ । तं जहा-दिव्वं दिव्वमाणुसं, माणुसं च तत्थ दिव्वं नाम जत्थ केवलमेव देवचरिअं वण्णिज्जइ । दिव्वमाणुसं पुण जत्थ दोण्हं पि दिव्वमाणुसाणं । माणुसं तु जत्थ केवलं माणुसचरियं ति । '

પૂર્વાચાર્યોનો એ પ્રવાદ છે કે-કથાવસ્તુ ત્રણ પ્રકારની હોય છે. દિવ્ય, દિવ્યમાનુષ અને માનુષ-એમ કથાવસ્તુના ત્રણ પ્રકારો છે. જેમાં માત્ર દેવચરિતનું જ વર્ણન હોય, તે દિવ્ય : જેમાં દેવતાઈ અને મનુષ્ય સંબંધી વર્ણન હોય, તે દિવ્ય-માનુષ : અને, જેમા કેવળ મનુષ્યચરિતનું

જ વર્ણન હોય, તે માનુષ. કાં એકલા દેવ સંબંધી કથા હોય, કાં એકલા દેવની જ નહિ પણ દેવ અને મનુષ્ય-બન્નેની ભેગી કથા હોય અને કાં તો એકલા મનુષ્ય સંબંધી કથા હોય. કથાવસ્તુને અંગે આ ત્રણ ભેદો છે.

**ચાર પ્રકારની કથાઓ :**

આ રીતિએ, કથાવસ્તુના ત્રણ પ્રકારોને અને એનાં કારણોને દર્શાવ્યા બાદ, કથાના પ્રકારોને દર્શાવતાં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કેઃ—

**'एत्थ सामन्नओ चत्तारि कहाओ हवन्ति ।**
**तं जहा-अत्थकहा, कामकहा, धम्मकहा, संकिण्णकहा य ॥'**

આ વિશ્વમાં સામાન્ય પ્રકારે ચાર પ્રકારની કથાઓ હોય છે. આમ તો કથાઓ ઘણા પ્રકારની હોય છે, પરન્તુ જો એના મુખ્ય વિભાગો પાડવામાં આવે, તો એમ કહી શકાય કે-સામાન્ય રીતિએ કથાઓ ચાર પ્રકારની હોય છે. એ ચાર પ્રકાર કયા ? અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા.

**અર્થકથા કોને કહેવાય ?**

હવે, કથાકાર પરમર્ષિ, આ ચાર પ્રકારની કથાઓનાં લક્ષણો દર્શાવે છે. 'અર્થકથા' કોને કહેવાય, એને દર્શાવતાં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

**"तत्थ अत्थकहा नाम जा अत्थोवायाणपडिबद्धा असि-मसि कसि-वाणिज्ज सिप्पसंगया विचित्तधाउवायाइपमुहमहो**

पायसंपउत्ता, साम-भेय-उवप्पयाण-दण्डाइपयत्थविरइआ.सा अत्थकह त्ति भण्णइ ।"

અહીં અર્થકથાનાં ચાર લક્ષણો બતાવવામાં આવ્યાં છે, એમ કહીએ તો ચાલે. અર્થકથા કોને કહેવાય ? તેમાં પહેલી વાત તો એ કે-જે કથા અર્થના ઉપાદાનથી પ્રતિબદ્ધ હોય, તે કથાને અર્થકથા કહેવાય. અર્થ એટલે દ્રવ્ય. એના ઉપાદાનથી પ્રતિબદ્ધ એવી જે કથા, તે અર્થકથા. વળી, એ કથા કેવી હોય છે ? અસિ એટલે હથિયાર, મસી એટલે શાહી, કૃષિ એટલે ખેતી અને વાણિજ્ય એટલે વ્યાપાર-એ ચારથી અને શિલ્પકળા આદિ કારીગરીની વાતોથી સંગત હોય છે. વળી, અર્થકથા વિચિત્ર પ્રકારના ધાતુવાદ આદિ મહા ઉપાયોથી સંપ્રયુક્ત હોય છે. આ ઉપરાન્ત, અર્થકથા સામ, ભેદ, ઉપપ્રદાન અને દંડ આદિ પદાર્થોથી વિરચિત હોય છે. આવી કથાને અર્થકથા કહેવામાં આવે છે.

**કામકથા કોને કહેવાય ?**

ચાર પ્રકારની કથાઓ પૈકીની પહેલી 'અર્થકથા'નું લક્ષણ દર્શાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ, 'કામકથા' નામની બીજી કથાનું લક્ષણ શું છે, તેને દર્શાવતાં ફરમાવે છે કે-

"जा उण कामोवायाणविसया, वित्त-वपु-वय-कला-दक्खिण्णपरिगया, अणुरायपुलइअपडिवत्तिजोअसारा, दूईवा-वार-रमियभावाणुवत्तणाइपयत्थसंगया, सा कामकह त्ति भण्णइ ।"

અર્થના ઉપાયો વગેરેને દર્શાવનારી કથા, એ જેમ

અર્થકથા કહેવાય છે, તેમ કામને લગતી સામગ્રી સંબંધીની કથાને કામકથા કહેવામાં આવે છે. એમ પણ કહેવાય કે-અર્થની રસિકતાને કેળવે તે અર્થકથા અને કામની રસિકતાને કેળવે તે કામકથા. કામકથા, કામના ઉપાદાનના વિષયવાળી હોય છે : ધન, શરીર, વય, કળા અને ચાતુર્ય -એવી જે કામની સામગ્રી, તેનાથી કામકથા વ્યાપ્ત હોય છે : અનુરાગથી પુલકિતપણે કરેલું જે ગૌરવ, તેના યોગથી કામકથા સારભૂત હોય છે : અને, દૂતીનો વ્યાપાર તથા મૈથુનભાવનું અનુવર્તન આદિ, એવા એવા પદાર્થોથી કામકથા સંગત હોય છે. કામકથામા શું શું હોય છે, એનો આ વર્ણન ઉપરથી સામાન્ય રીતિએ સારો ખ્યાલ આવી શકે છે; અને વિવેકી આત્માઓ સંસારના સ્વરૂપના જાણ હોઈને, તેને સારી રીતિએ સમજી શકે છે.

**ધર્મકથા કોને કહેવાય ?**

'અર્થકથા' અને 'કામકથા' એ બે કથાઓનાં લક્ષણોને દર્શાવ્યા બાદ, હવે 'ધર્મકથા'નાં લક્ષણોનું વર્ણન આવે છે. 'ધર્મકથા' કોને કહેવાય, એ વસ્તુને સમજાવવાને માટે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

"जा उण धम्मोवायाणगोयरा, खमा-मद्दव-ऽज्जवमुत्ति -तव संजम-सच्च-सोयाऽऽकिंचन्न-बंभचेरपहाणा, अणुव्वय -दिसि देसाऽणत्थदण्डविरई-सामाइय-पोसहोववासो-वभोग -परिभोगा-ऽतिहिसंविभागकलिया, अणुकम्पाऽकामनिज्ज राइपयत्थसंपउत्ता सा धम्मकह त्ति ।"

અર્થકથા જેમ અર્થના ઉપાદાનને વિષય કરનારી હોય છે અને કામકથા જેમ કામના ઉપાદાનને વિષય કરનારી હોય છે, તેમ ધર્મકથા પણ ધર્મના ઉપાદાનને વિષય કરનારી હોય છે. ક્ષમા આદિ દશ પ્રકારના જે યતિ-ધર્મો છે, તે ધર્મોથી ધર્મકથા પ્રધાન હોય છે. ધર્મકથામાં એ દશ ધર્મોની પ્રધાનતા હોય છે. યતિધર્મ દશ પ્રકારનો છે—એ તો તમે કદાચ જાણતા હશો, પણ એ દશ પ્રકારોને તમે જાણો છો કે નહિ?

સ૦ કેટલાકને ખ્યાલ તો હશે, પણ આપ ફરમાવો.

એ તો છે જ. વાત એ છે કે—આજે ધર્મની જિજ્ઞાસા કેટલી બધી ઘટી ગઈ છે? આવી પણ બાબતોનો જૈન ગણાતા દરેકને ખ્યાલ ન હોય, એ શું શરમાવા જેવું નથી? ધ્યાનપૂર્વક સાંભળતા બનો, સાંભળીને મનન કરતા બનો, યાદ રાખવાની કાળજીવાળા બનો અને યથાશક્ય અમલ કરવાને તત્પર બનો, તો જીવનમાં નવો પલટો આવ્યા વિના રહે નહિ. અમલના ઈરાદે સંભળાય અને સાંભળીને યથાશક્તિ અમલ કરવાની કાળજી રખાય, તો થોડા પણ સારો ઉપદેશ, ઘણી કીમતી અસર નિપજાવ્યા વિના રહે નહિ. શ્રી જિનવાણીને સાંભળવી એ ધર્મ છે—એવું સામાન્ય રીતિએ માનનારાઓમાં પણ, 'શ્રી જિન-વાણીને સાંભળીને મારે એનો મારા જીવનમાં બરાબર શક્તિને ગોપવ્યા વિના અમલ કરવો છે.'—એવા ઈરાદાવાળા કેટલા? ધર્મનું સામાન્ય શિક્ષણ પણ જો ધર્મનો આદર

અને અમલ કરવાના ઈરાદે લેવાય, તો એનું પરિણામ ઘણું જ સુન્દર આવે; પણ આ જાતિના વિચારો આત્માના હિતની દૃષ્ટિ આવ્યા વિના આવવા, રૂચવા અને એનો અમલ થવો, એ શક્ય નથી. ધર્મ, એ આત્માનું હિત સાધવાનો પરમ ઉપાય છે. એવા ધર્મની કથામાં દશ પ્રકારના યતિધર્મનું વર્ણન કે સૂચન ન હોય, એ બને જ કેમ? ધર્મસ્વરૂપના વર્ણનમાં પ્રધાન વર્ણન યતિધર્મનું જ હોય.

દશ પ્રકારે ધર્મ :

ક્ષમા એટલે ક્રોધનો નિગ્રહ, માર્દવ એટલે માનનો નિગ્રહ, આર્જવ એટલે અમાયાવિપણું, મુક્તિ એટલે લોભનો નિગ્રહ, તપ એટલે ઈચ્છાનો નિરોધ, સંયમ એટલે પ્રાણિઓની દયા, સત્ય એટલે હિતને કરનારૂં પ્રમાણોપેત પ્રિય વાક્ય, શૌચ એટલે આત્માનું શોધન, આકિંચન્ય એટલે અપરિગ્રહપણું અને બ્રહ્મચર્ય એટલે મૈથુનનું વર્જન,—આ દશ પ્રકારના યતિધર્મે કરીને ધર્મકથા પ્રધાન હોય છે. ધર્મકથા, શ્રાવકના બાર વ્રતોથી પણ સંકલિત હોય છે. સ્થુલ-પ્રાણાતિપાતવિરમણ, સ્થુલ-મૃષાવાદવિરમણ, સ્થુલ-અદત્તાદાનવિરમણ, સ્થુલ-મૈથુનવિરમણ અને સ્થુલ-પરિગ્રહવિરમણ, આ પાંચ અણુવ્રતો છે: દિશિપરિમાણવ્રત, ઉપભોગપરિભોગવિરમણવ્રત અને અનર્થદંડવિરતિવ્રત, આ ત્રણ ગુણવ્રતો છે: તેમ જ, સામાયિકવ્રત, પૌષધોપવાસ-વ્રત, દેશાવકાશિકવ્રત અને અતિથિસંવિભાગવ્રત, આ ચાર શિક્ષાવ્રતો છે. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર

શિક્ષાવ્રત–એમ બાર પ્રકારનાં શ્રાવકોનાં વ્રતો રૂપ જે ગૃહસ્થધર્મ, તેનાથી પણ ધર્મકથા બંધાએલી હોય છે: તેમ જ, અનુકંપા અને અકામનિર્જરા આદિ પદાર્થોએ કરીને ધર્મકથા સંપ્રયુક્ત હોય છે: અર્થાત્–ધર્મકથામાં તે તે વસ્તુઓને વિષય કરનારી વિવિધ વાતો પણ હોય છે.

**સંકીર્ણકથા કોને કહેવાય?**

આ રીતિએ અર્થકથા, કામકથા અને ધર્મકથાના સંબંધમાં ફરમાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ, 'સંકીર્ણકથા' કોને કહેવાય, એ દર્શાવવાને માટે ફરમાવે છે કે—

"**जा उण तिवग्गोवायाणसंवद्धा, कव्वकहा-गन्थत्थवित्थरविरइया, लोइय-वेयसमयपसिद्धा, उयाहरण-हेउ-कारणोववेया, सा संकिण्णकह त्ति वुच्चइ।**"

સંકીર્ણકથામાં અર્થની વાત પણ હોય છે, કામની વાત પણ હોય છે અને ધર્મની વાત પણ હોય છે. જે કથા ત્રણ વર્ગો, એટલે કે–ધર્મ, અર્થ અને કામ–એ ત્રણનાં ઉપાદાનોથી સંબદ્ધ હોય: કાવ્ય-કથા અને ગ્રન્થાર્થના વિસ્તારથી વિરચિત હોય: અને લૌકિક વેદસમયમાં પ્રસિદ્ધ હોય: તેમ જ ઉદાહરણ, હેતુ તથા કારણોએ કરીને યુક્ત હોય, તે કથાને સંકીર્ણકથા કહેવાય છે. અર્થકથા માત્ર અર્થને જ અનુલક્ષીને હોય, કામકથા માત્ર કામને જ અનુલક્ષીને હોય અને ધર્મકથા માત્ર ધર્મને જ અનુલક્ષીને હોય, જ્યારે સંકીર્ણકથામાં અર્થની, કામની અને સામાન્ય રીતિએ ધર્મની વસ્તુઓ પણ હોય, એમ આ ઉપરથી સમજી શકાય તેમ છે.

અર્થકથાને અંગે :

આ બધા વર્ણન ઉપરથી સમજી શકાય તેમ છે કે-અર્થ-પ્રાપ્તિના ઉપાયોને દર્શાવનારી કથાનું નામ અર્થકથા કહેવાય છે. અર્થકથામાં, અર્થપ્રાપ્તિના ઉપાયોનું પ્રતિપાદન કરતાં, અસિ એટલે હથિયારો કેમ કરવાં તથા તેનો કેવી રીતિએ ઉપયોગ કરવો-એ વગેરે, મસી એટલે અર્થપ્રાપ્તિને માટે જરૂરી લેખનકળા વગેરે, કૃષિ એટલે ખેતી, વાણિજ્ય એટલે વ્યાપાર અને શિલ્પ એટલે અનેક પ્રકારની કળાઓ, એ વગેરેનું પ્રતિપાદન કરવામા આવે છે. વધુમાં, અર્થ-કથાની અંદર, વિચિત્ર પ્રકારના ધાતુવાદ આદિ મોટા મોટા એટલે કે અધિકાધિક પાપોથી ભરેલા ઉપાયોનું પણ પ્રતિ-પાદન કરવામાં આવે છે: અને એ નાના-મોટા પ્રકારના અર્થોપાયોને સફળ કરવાને માટે અર્થ-કામના પૂજારીઓએ કરણીય માનેલા સામ એટલે શાંતિથી-સમજણથી કામ લેવાનો ઉપાય, ભેદ એટલે માયા વગેરેથી કામ લેવાનો ઉપાય, ઉપપ્રદાન એટલે ભેટ, નજરાણું કે લાંચરૂશ્વત આ-દિથી કામ લેવાનો ઉપાય અને દંડ એટલે શિક્ષા વગેરેથી કામ લેવાનો ઉપાય-ઈત્યાદિ પદાર્થોનું પણ અર્થકથામાં પ્ર તિપાદન કરવામાં આવે છે. આથી, એ વસ્તુ પણ સિદ્ધ થઈ જાય છે કે-અર્થની આવશ્યકતાને સિદ્ધ કરનારી કથાઓ, અર્થની મહત્તાને ગાનારી કથાઓ, અર્થપ્રાપ્તિના નાના-મોટા ઉપાયોને જાણવામાં તથા તે તે ઉપાયોનો અમલ કરવામાં ઉત્સાહ આપનારી કથાઓ, અર્થપ્રાપ્તિના ઉપાયોનું પ્રતિ-

શિક્ષાવ્રત—એમ બાર પ્રકારનાં શ્રાવકોનાં વ્રતો રૂપ જે ગૃહસ્થધર્મ, તેનાથી પણ ધર્મકથા બંધાએલી હોય છે: તેમ જ, અનુકંપા અને અકામનિર્જરા આદિ પદાર્થોએ કરીને ધર્મકથા સંપ્રયુક્ત હોય છે: અર્થાત્—ધર્મકથામાં તે તે વસ્તુઓને વિષય કરનારી વિવિધ વાતો પણ હોય છે.

સંકીર્ણકથા કોને કહેવાય?

આ રીતિએ અર્થકથા, કામકથા અને ધર્મકથાના સંબંધમા ફરમાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ, 'સંકીર્ણકથા' કોને કહેવાય, એ દર્શાવવાને માટે ફરમાવે છે કે—

"जा उण तिवग्गोवायाणसंबद्धा, कव्वकहा-गन्थत्थवित्थरविरइया, लोइय-वेयसमयपसिद्धा, उयाहरण-हेउ-कारणोववेया, सा संकिण्णकह त्ति वुच्चइ।"

સંકીર્ણકથામાં અર્થની વાત પણ હોય છે, કામની વાત પણ હોય છે અને ધર્મની વાત પણ હોય છે. જે કથા ત્રણ વર્ગો, એટલે કે—ધર્મ, અર્થ અને કામ—એ ત્રણનાં ઉપાદાનોથી સંબદ્ધ હોય: કાવ્ય-કથા અને ગ્રન્થાર્થના વિસ્તારથી વિરચિત હોય: અને લૌકિક વેદસમયમાં પ્રસિદ્ધ હોય: તેમ જ ઉદાહરણ, હેતુ તથા કારણોએ કરીને યુક્ત હોય, તે કથાને સંકીર્ણકથા કહેવાય છે. અર્થકથા માત્ર અર્થને જ અનુલક્ષીને હોય, કામકથા માત્ર કામને જ અનુલક્ષીને હોય અને ધર્મકથા માત્ર ધર્મને જ અનુલક્ષીને હોય, જ્યારે સંકીર્ણકથામાં અર્થની, કામની અને સામાન્ય રીતિએ ધર્મની વસ્તુઓ પણ હોય, એમ આ ઉપરથી સમજી શકાય તેમ છે.

અર્થકથાને અંગે :

આ બધા વર્ણન ઉપરથી સમજી શકાય તેમ છે કે- અર્થ-પ્રાપ્તિના ઉપાયોને દર્શાવનારી કથાનું નામ અર્થકથા કહેવાય છે. અર્થકથામા, અર્થપ્રાપ્તિના ઉપાયોનું પ્રતિપાદન કરતાં, અસિ એટલે હથિયારો કેમ કરવાં તથા તેનો કેવી રીતિએ ઉપયોગ કરવો-એ વગેરે, મસી એટલે અર્થપ્રાપ્તિને માટે જરૂરી લેખનકળા વગેરે, કૃષિ એટલે ખેતી, વાણિજ્ય એટલે વ્યાપાર અને શિલ્પ એટલે અનેક પ્રકારની કળાઓ, એ વગેરેનું પ્રતિપાદન કરવામાં આવે છે. વધુમાં, અર્થ-કથાની અંદર, વિવિધ પ્રકારના ધાતુવાદ આદિ મોટા મોટા એટલે કે અધિકાધિક પાપોથી ભરેલા ઉપાયોનું પણ પ્રતિ-પાદન કરવામાં આવે છે: અને એ નાના-મોટા પ્રકારના અર્થોપાયોને સફળ કરવાને માટે અર્થ-કામના પૂજારીઓએ કરણીય માનેલા સામ એટલે શાંતિથી-સમજણથી કામ લેવાનો ઉપાય, ભેદ એટલે માયા વગેરેથી કામ લેવાનો ઉપાય, ઉપપ્રદાન એટલે ભેટ, નજરાણું કે લાંચરૂશ્વત આ-દિથી કામ લેવાનો ઉપાય અને દંડ એટલે શિક્ષા વગેરેથી કામ લેવાનો ઉપાય-ઈત્યાદિ પદાર્થોનું પણ અર્થકથામાં પ્ર-તિપાદન કરવામા આવે છે. આથી, એ વસ્તુ પણ સિદ્ધ થઈ જાય છે કે-અર્થની આવશ્યકતાને સિદ્ધ કરનારી કથાઓ, અર્થની મહત્તાને ગાનારી કથાઓ, અર્થપ્રાપ્તિના નાના-મોટા ઉપાયોને જાણવામાં તથા તે તે ઉપાયોનો અમલ કરવામાં ઉત્સાહ આપનારી કથાઓ, અર્થપ્રાપ્તિના ઉપાયોનું પ્રતિ-

પાદન કરનારી કથાઓ અને અર્થપ્રાપ્તિના વ્યાપારોને સફળ કરવાને માટે સેવવા પડતા સામ, ભેદ, દામ અને દંડ આદિ ઉપાયોનું પ્રતિપાદન કરનારી કથાઓ : આવી આવી અનેક પ્રકારની કથાઓનો સમાવેશ, 'અર્થકથા'માં થાય છે. આવી અર્થકથાને જ્ઞાનિઓ કેવા ભયંકર સ્વરૂપમાં ઓળખાવે છે અને એવી કથામાં આસક્ત બનનારા આત્માઓ કેવા અધમ પ્રકારના હોય છે, એનું વર્ણન પણ અત્રે જ આ કથાકાર પરમર્ષિએ સુન્દર પ્રકારે કર્યું છે.

**ધર્મકથા અને સંકીર્ણકથા વચ્ચેનો ભેદ સમજવા માટે વિવેકી બનવાની જરૂર:**

સ૦ ધર્મકથામાં પણ અર્થની અને કામની એટલે અર્થ-કામનાં સાધનોની વાત તો આવે છે, તો પછી એને સંકીર્ણકથા કેમ કહેવાય નહિ ?

ધર્મકથા અને સંકીર્ણકથા, એ બે વચ્ચે ઘણો મોટો ભેદ છે. ધર્મકથામાં અર્થ-કામને લગતી અગર તો અર્થ-કામનાં સાધનો વગેરેને લગતી જે વાતો આવે છે, તેમાં હેતુ એ હોય છે કે-તે તે વસ્તુના સાચા સ્વરૂપને જાણીને, આત્મા, તેનાથી પરાઙ્મુખ બને અને ધર્મની આરાધના કરવામાં રક્ત બને. ધર્મકથામાં આવતી દરેક વસ્તુનું લક્ષ્ય ધર્મ હોય છે. અર્થ અને કામના હેયપણાને જણાવવાને માટે જે વર્ણન હોય, તેનાથી અર્થનું અને કામનું પ્રતિપાદન ન થાય.સંકીર્ણકથામાં એમ નથી હોતું. એમાં તો જેમ ધર્મનું પ્રતિપાદન હોય છે, તેમ અર્થ-કામનું પ્રતિપાદન પણ હોય છે. પ્રતિપાદન એટલે તે તે વસ્તુની ઉપાદેયતાને સિદ્ધ કરનારૂં વર્ણન, એમ સમ-

જવું. ધર્મકથામાં અર્થ-કામનું પ્રતિપાદન હોય જ નહિ અને જે કથામાં અર્થ-કામનું પ્રતિપાદન હોય, તેને ધર્મકથા કહી શકાય જ નહિ. ધર્મકથા તેનું જ નામ, કે જે કથા અર્થ-કામનું હેયપણું બતાવે અને એક ધર્મને જ ઉપાદેય તરીકે વર્ણવે. સંકીર્ણકથામાં, એક માત્ર ધર્મ જ ઉપાદેય અને અર્થ-કામ હેય જ, એવું વર્ણન હોતું નથી.ધર્મશાસ્ત્રોમાં જેમ ઉપાદેયનું વર્ણન છે, તેમ હેય અને જ્ઞેયનું વર્ણન પણ જરૂર છે: પરંતુ તે તે વર્ણન શા માટે છે અને એમાં શાનું પ્રતિપાદન છે, એ ભૂલવું જોઈએ નહિ. આજે આ વસ્તુને નહિ સમજનારા અજ્ઞાનિઓ, કેટલીક હેય વસ્તુઓને પણ ઉપાદેય તરીકે અને કેટલીક ઉપાદેય વસ્તુઓને પણ હેય તરીકે રજૂ કરી રહ્યા છે: અને તે પણ કેવી રીતિએ ? ધર્મશાસ્ત્રનું કથન જ એવું છે, એમ કહીને ! પણ તમે જો સુવિવેકી બનો, તો એવા પાપપ્રચારકોથી તમે જરૂર બચી શકો

શ્રોતાઓના ત્રણ પ્રકારો :

આ રીતિએ ચાર પ્રકારની કથાઓના લક્ષણોને દર્શાવ્યા બાદ, હવે કથાકાર પરમર્ષિ, શ્રોતાઓના પ્રકારોનું વર્ણન કરે છે. કયી કથા કેવા પ્રકારના શ્રોતાને ગમે છે, એ વસ્તુ પણ કથાકાર પરમર્ષિએ જણાવી છે. એ ઉપરથી, ચાર પ્રકારની કથાઓમાંથી, કયા પ્રકારની કથા કહેવાના અને સાંભળવાના આદરવાળા બનવું જોઇએ, એનો પણ ખ્યાલ આવી શકે તેમ છે.

કથા કહેવાની શરૂઆત કરતાં પહેલાં પણ, કથાકાર પરમર્ષિ, કેવી સુન્દર ભૂમિકા તૈયાર કરે છે, એ વસ્તુ પણ ખાસ સમજવા જેવી છે. સ્વ-પરના હિતની દૃષ્ટિએ જેઓ કથાને વાંચતા હોય અગર સાંભળતા હોય, તેઓને માટે કથાકાર પરમર્ષિએ રચેલી આ ભૂમિકા, ખૂબ જ વિચારણીય છે; અને, એનો અમલ કરવાની, વક્તા તથા શ્રોતા-બન્નેએ કાળજી કેળવવા જેવી છે. અનન્ત ઉપકારિઓએ, આપણે ઉન્માર્ગે ઘસડાઈ જતાં બચી જઈએ અને સન્માર્ગની સુન્દર પ્રકારે આરાધના કરી શકીએ, એ માટે ઘણી ઘણી સામગ્રી ખડી કરી છે; છતાં પણ આપણે જો એની ઉપેક્ષા કરીએ, તો આપણે માટે એ ભારેમાં ભારે કમનસીબીની જ ઘટના કહેવાય. કેવળ આત્માના વાસ્તવિક કોટિના હિતને જ અનુલક્ષીને કહેવાએલી વાતો પણ, તે જ આત્માઓને વસ્તુતઃ રૂચે છે, કે જે આત્માઓ પોતાના આત્માનું સાચું હિત સાધવાની ઉત્કંઠાવાળા બન્યા હોય. જેને આત્માની અને આત્માના કલ્યાણની લેશ માત્ર પણ ચિન્તા નથી, તે જૈન નથી : અને જેને આત્માના હિતની ચિન્તા છે, તે આત્માના હિતની સામગ્રીથી છતા સંયોગે અને છતી અનુકૂળતાએ વંચિત જ રહે, એ બને નહિ. આત્માનું હિત સાધવામાં સહાયક નીવડે એવી અનન્ત ઉપકારિઓની વાણી, સ્વ-પરના હિતના સાધક સુગુરૂ દ્વારા સાંભળવામાં પ્રમાદી બનવું, એ પણ એક કમનસીબી છે. જે સુગુરૂ હોય, તે એકાન્તે આત્મકલ્યાણને જ કરનારી વાતો કહે; અને, જે ઉત્તમ શ્રોતા હોય, તે એવી વાતોના શ્રવણમાં જ ઉત્સા-

હિત બને. અહીં તો શ્રોતાઓ પૂરતી વાત છે, એટલે એને અંગે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે:–

"पयाण च कहाणं तिविहा सोयारो हवन्ति ।
तं जहा-अहमा, मज्झिमा, उत्तम त्ति ॥ "

કથાકાર પરમર્ષિ પહેલાં ચાર પ્રકારની કથાઓ વિષે કહી ગયા છે. એ અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા–એમ ચાર પ્રકારની કથાઓના શ્રોતાઓ ત્રણ પ્રકારના હોય છે. કેટલાક શ્રોતાઓ અધમ કોટિના હોય છે, કેટલાક શ્રોતાઓ મધ્યમ કોટિના હોય છે અને કેટલાક શ્રોતાઓ ઉત્તમ કોટિના હોય છે.

### અધમ કોટિના શ્રોતાઓ અધમ કોટિની અર્થકથામાં આસક્ત બને છે:

આ રીતિએ, સામાન્ય પ્રકારે શ્રોતાઓના ત્રણ પ્રકારોને દર્શાવ્યા બાદ, તે તે શ્રોતાઓ કયા કયા પ્રકારની કથામાં રક્ત હોય છે, તેનું વર્ણન પણ કથાકાર પરમર્ષિએ કર્યું છે. આ વર્ણનથી, શ્રોતાના સ્વરૂપને જેમ જાણી શકાય તેમ છે, તેમ તેની સાથે કથાના સ્વરૂપને પણ જાણી શકાય તેમ છે. શ્રોતાપણાની અધમતાથી બચવાને માટે અને ઉત્તમતાને મેળવવાને માટે, કયા પ્રકારની કથાને સાંભળવાની રસિકતા કેળવવી જોઈએ, એનો પણ આમાંથી ઘણો જ સુન્દર ખ્યાલ આવી શકે છે. અર્થકથાના શ્રોતાનું અને અર્થકથા પારિણામિક સ્વરૂપનું પણ સાથે સાથે જ વર્ણન કરતાં, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–

" तत्थ जे कोह-माण-माया-लोह-समारुछाइमई, परलोयदंसणपरंमुहा, इहलोगपरमत्थदंसिणो, निरणुकम्पा जीवेसु, ते तहाविहा तामसा अहमपुरिसा दुग्गइगमणकन्दुज्जयाए, सुगइपडिवक्खभूयाए, परमत्थओ अणत्थबहुलाए अत्थकहाए अणुसज्जन्ति ।"

અધમ, મધ્યમ અને ઉત્તમ–એમ ત્રણ પ્રકારના શ્રોતાઓમા, અધમ પ્રકારના શ્રોતા કોને કહેવાય, તેનું વર્ણન પહેલું કર્યું છે. અધમ પ્રકારના શ્રોતાઓ ક્રોધ, માન, માયા અને લોભથી આચ્છાદિત મતિવાળા હોય છે · પરલોકના દર્શનથી પરાઙ્મુખ બનેલા હોય છે : આ લોકમાં જ પરમાર્થને દેખવાવાળા હોય છે : અને જીવોને વિષે જે અનુકમ્પા–દયા, તેનાથી રહિત હોય છે. જેઓની મતિ ક્રોધાદિથી આચ્છાદિત થઈ ગયેલી હોય, જેઓ પરલોકના દર્શનથી પરાઙ્મુખ બનેલા હોય, જેઓ આ લોકમાં જ પરમાર્થને દેખનારા હોય અને જેઓ જીવોને વિષે અનુકમ્પાહીન હોય, તેવા આત્માઓ તમોગુણી અધમ પુરૂષો છે–એમ કહીને, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–આવા પ્રકારના આત્માઓ અર્થકથામાં આસક્ત બને છે. અર્થકથા કેવા પ્રકારની છે, એને દર્શાવતાં પણ કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–અર્થકથા, દુર્ગતિગમન રૂપ કંદને ખીલવવામાં, એટલે કે–દુર્ગતિગમન રૂપ કંદ ખૂબ ખીલે તથા ફૂલે–ફાલે તેમ કરવામાં, ઉદ્યત હોય છે : વળી, એ અર્થકથા સુગતિની વૈરિણી હોય છે : એટલું જ નહિ, પણ પરમાર્થથી અર્થકથા બહુ બહુ પ્રકારના અનર્થોને કરનારી

હોય છે. શ્રોતા જેમ જેમ અધમ કોટિના હોય, તેમ તેમ તેઓને જે કથાને તીવ્ર રસ હોય, તે કથા પણ અધમ કોટિની જ હોય ! કારણ કે-જે શ્રોતાઓ ઉત્તમ કોટિના હોય, તેઓ અધમ પ્રકારની કથામાં તીવ્ર રસવાળા હોય જ નહિ. ટૂંકમાં વાત એ છે કે-અર્થકથા એ અધમ કોટિની કથા છે અને એથી જે શ્રોતાઓ એ અધમ કોટિની અર્થ-કથામાં આસક્ત હોય, તે અધમ પ્રકારના શ્રોતાઓ છે.

### અર્થકથામાં આસક્ત બનેલાઓ પરમ કલ્યાણના કારણ ધર્મને અલ્યાણકર કહે છે :

આ કથન ઉપરથી, ઘણી ઘણી વાતોનો વિચાર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. આજે અર્થકથાની આસક્તિએ દુનિયાના અનેક આત્માઓને પાગલ બનાવી મૂક્યા છે. અર્થકથાની રસિકતાથી આવેલી મૂઢતાના યોગે, આર્ય દેશમાં જન્મેલા પણ કેટલાકો, આજે ધર્મકથાના વિરોધી બન્યા છે : એટલું જ નહિ, પણ એવા કારમા વિરોધી બન્યા છે કે-બીજા સુયોગ્ય આત્માઓ ધર્મકથાના રસિક બને, તે પણ તેમને પાલવતું નથી. સાધુઓ ધર્મકથા કરે, એ પણ એમને ખટકે છે. દુનિયાના જીવો ધર્મના અર્થી બને, તો તે પણ તેમને ગમતું નથી. અર્થકથાની ઉપેક્ષા કરનારા અને કરાવનારાઓ તરફ તેમની આંખ લાલ છે. અર્થકથાનો વિરોધ કરનારી અને અર્થકથાની રસિકતાથી પાછા હઠાવીને ધર્મકથામાં જનતાને રસવાળી બનાવનારી સંસ્થાને, અર્થ-કથાના રસિકો, નાબૂદ કરવાનો પ્રયત્ન પણ આજે કરી રહ્યા

છે. આજે દુનિયામાં એ જાતિનો પ્રચાર થઈ રહ્યો છે કે-ધર્મ જ ન જોઈએ. દુનિયાની શાન્તિના પરમ કારણભૂત ધર્મને જ, આજના અજ્ઞાનો, અર્થકથામાં આસક્ત બનેલા હોવાથી, દુનિયાના અકલ્યાણના કારણ તરીકે ઓળખાવી રહ્યા છે. અર્થકથાનો રસિક બનેલો આત્મા, કેવો પાપાત્મા બની શકે છે, તેનો પણ ખ્યાલ, આજના વાતાવરણને વિવેકથી જોનાર, ઘણી સારી રીતિએ પામી શકે તેમ છે.

અર્થકથાને ધર્મકથા કહેનારા પણ છે!

આ આર્ય દેશમાં, એવા અધમ કોટિના આત્માઓથી પણ અધમ કોટિના આત્માઓય પાક્યા છે. અર્થકથા એ જ વસ્તુતઃ ધર્મકથા છે, એવા આશયની વાતો પણ આજે થઈ રહી છે. 'અર્થના ઉપાયોની યોજનામાં ઝંપલાવવું', એ જ મહા ધર્મ છે.'-એ જાતિનો પ્રચાર આજે જોસભેર ચાલી રહ્યો છે અને અનેક આત્માઓ એમાં પતંગિયાંની માફક હોમાઈ રહ્યા છે. એવાઓ, ધર્મના નામે પણ ધર્મવૃત્તિનો સીફતથી નાશ કરી રહ્યા છે. બુદ્ધિવાદના નામે, આત્માના અવાજને નામે અને પીડિતો અને દલિતોના હિતને નામે પણ, આજે અમુક માણસો ધર્મશાસન ઉપર આઘાત કરી રહ્યા છે. વસ્તુતઃ, એ અર્થકથાની કારમી રસિકતા છે. અર્થ-કથાની આસક્તિથી બચવું, એ સહેલું નથી. આત્માના હિતની ચિન્તા પેદા થાય, તો જ અર્થકથાની આસક્તિ છૂટે. માટે, કલ્યાણના અર્થિઓએ પોતાના આત્માના હિતને હણનારી વાતોથી જેમ બને તેમ પરાઙ્મુખ બનવું જોઈએ.

દેવ-ગુરુ-ધર્મ સામેના આક્રમણનું કારણ :

જૈન સંઘમાં પણ આજે અર્થ-કામના રસિયાઓએ ઝેર રેડવા માંડ્યું છે. પરમાત્માની ભક્તિ સામે વિરોધ, ગુરુઓની નિન્દા અને ધર્મતત્ત્વો તરફ બેદિલી ફેલાવવાને માટે થતી ટીકા, એ બધું શું છે? ધર્મકથા રૂચતી નથી અને અર્થકથાની આસક્તિ છે, એટલે એવાઓ સાધુઓ પાસેથી પણ અર્થકથાની અપેક્ષા રાખે છે. એમને, તે સાધુઓ જોઈતા નથી, કે જે સાધુઓ આત્માના હિતની જ કથા કરે અને એમને તે સાધુઓ પણ જોઈતા નથી, કે જે સાધુઓ તપ-જપ-ધ્યાન-ધર્મક્રિયા વગેરે આત્મકલ્યાણનાં અનુષ્ઠાનોનો જ ઉપદેશ આપે! એમને એવા સાધુઓ પણ જોઈતા નથી, કે જે સાધુઓ સંસારની અસારતાને બતાવીને સંસારમાં રક્ત નહિ બનતાં આત્માના હિતની ક્રિયામાં રક્ત બનવાનું કહે! એમને તો, તે સાધુઓ જોઈએ છે, કે જે સાધુઓ ભગવાનના વેષને, શ્રી જિનાગમને અને પોતાના આત્માને પણ બેવફા નીવડે! એનો અર્થ એ છે કે-એમને સાધુવેષ જોઈએ છે, પણ સાધુતા જોઈતી નથી; અને એ વેષ પણ એટલા ખાતર જોઈએ છે કે-એ વેષના યોગે અનેક અજ્ઞાન આત્માઓને ઠગીને પોતાની અર્થ-કામની લાલસાને સિદ્ધ કરી શકાય. સાધુઓ 'સંસાર ખીલે' એવો ઉપદેશ આપે, એવી એવાઓની માગણી છે. કારણ કે-એવાઓ અર્થકથામાં આસક્ત બન્યા છે. એવા આત્માઓને માટે, હિતકારી વચનો પણ, તેમના હૃદયમાં ક્રોધને ઉત્પન્ન કરનારાં નીવડે

છે. આજે દુનિયામાં એ જાતિનો પ્રચાર થઈ રહ્યો છે કે-ધર્મ જ ન જોઈએ. દુનિયાની શાન્તિના પરમ કારણભૂત ધર્મને જ, આજના અજ્ઞાનો, અર્થકથામાં આસક્ત બનેલા હોવાથી, દુનિયાના અકલ્યાણના કારણ તરીકે ઓળખાવી રહ્યા છે. અર્થકથાનો રસિક બનેલો આત્મા, કેવો પાપાત્મા બની શકે છે, તેનો પણ ખ્યાલ, આજના વાતાવરણને વિવેકથી જોનાર, ઘણી સારી રીતિએ પામી શકે તેમ છે.

## અર્થકથાને ધર્મકથા કહેનારા પણ છે!

આ આર્ય દેશમાં, એવા અધમ કોટિના આત્માઓથી પણ અધમ કોટિના આત્માઓય પાક્યા છે. અર્થકથા એ જ વસ્તુતઃ ધર્મકથા છે, એવા આશયની વાતો પણ આજે થઈ રહી છે. 'અર્થના ઉપાયોની યોજનામાં ઝંપલાવવું, એ જ મહા ધર્મ છે.'–એ જાતિનો પ્રચાર આજે જોસભેર ચાલી રહ્યો છે અને અનેક આત્માઓ એમાં પતંગિયાંની માફક હોમાઈ રહ્યા છે. એવાઓ, ધર્મના નામે પણ ધર્મવૃત્તિની સીફતથી નાશ કરી રહ્યા છે. બુદ્ધિવાદના નામે, આત્માના અવાજને નામે અને પીડિતો અને દલિતોના હિતને નામે પણ, આજે અમુક માણસો ધર્મશાસન ઉપર આઘાત કરી રહ્યા છે. વસ્તુતઃ, એ અર્થકથાની કારમી રસિકતા છે. અર્થ-કથાની આસક્તિથી બચવું, એ સહેલું નથી. આત્માના હિતની ચિન્તા પેદા થાય, તો જ અર્થકથાની આસક્તિ છૂટે. માટે, કલ્યાણના અર્થિઓએ પોતાના આત્માના હિતને હણનારી વાતોથી જેમ બને તેમ પરાઙ્મુખ બનવું જોઈએ.

દેવ-ગુરૂ-ધર્મ સામેના આક્રમણનું કારણ :

જૈન સંઘમાં પણ આજે અર્થ-કામના રસિયાઓએ ઝેર રેડવા માંડયું છે. પરમાત્માની ભક્તિ સામે વિરોધ, ગુરૂઓની નિન્દા અને ધર્મતત્ત્વો તરફ બેદિલી ફેલાવવાને માટે થતી ટીકા, એ બધું શું છે? ધર્મકથા રૂચતી નથી અને અર્થકથાની આસક્તિ છે, એટલે એવાઓ સાધુઓ પાસેથી પણ અર્થકથાની અપેક્ષા રાખે છે. એમને, તે સાધુઓ જોઈતા નથી, કે જે સાધુઓ આત્માના હિતની જ કથા કરે અને એમને તે સાધુઓ પણ જોઈતા નથી, કે જે સાધુઓ તપ-જપ-ધ્યાન-ધર્મક્રિયા વગેરે આત્મકલ્યાણનાં અનુષ્ઠાનોનો જ ઉપદેશ આપે! એમને એવા સાધુઓ પણ જોઈતા નથી, કે જે સાધુઓ સંસારની અસારતાને બતાવીને સંસારમાં રક્ત નહિ બનતાં આત્માના હિતની ક્રિયામાં રક્ત બનવાનું કહે! એમને તો, તે સાધુઓ જોઈએ છે, કે જે સાધુઓ ભગવાનના વેષને, શ્રી જિનાગમને અને પોતાના આત્માને પણ બેવફા નીવડે! એનો અર્થ એ છે કે-એમને સાધુવેષ જોઈએ છે, પણ સાધુતા જોઈતી નથી; અને એ વેષ પણ એટલા ખાતર જોઈએ છે કે-એ વેષના યોગે અનેક અજ્ઞાન આત્માઓને ઠગીને પોતાની અર્થ-કામની લાલસાને સિદ્ધ કરી શકાય. સાધુઓ 'સંસાર ખીલે' એવો ઉપદેશ આપે, એવી એવાઓની માગણી છે. કારણ કે-એવાઓ અર્થકથામાં આસક્ત બન્યા છે. એવા આત્માઓને માટે, હિતકારી વચનો પણ, તેમના હૃદયમાં ક્રોધને ઉત્પન્ન કરનારાં નીવડે

છે. આથી, તેઓને સુધારવાનો પ્રયત્ન કરવા કરતાં, જેઓ એટલી અધમ હદે પહોંચ્યા નથી પણ અજ્ઞાનતાથી ઉન્માર્ગે ઘસડાઈ રહ્યા છે, તેમને બચાવી લેવાનો ખાસ પ્રયત્ન કરવા જેવું છે. આપણી બુદ્ધિ તો એ જ હોય અને છે કે–પેલાઓ પણ સુધરે; પરન્તુ, તેઓ ન સુધરે તો બીજાઓ તેમનાથી બગડે નહિ, એ તરફ ધ્યાન આપવું જરૂરી છે; અને એથી, શક્તિસંપન્ન આત્માઓએ, અર્થકથામાં આસક્ત બનેલાઓથી બીજા આત્માઓ જે જે પ્રકારોથી બચી શકે તેમ હોય, તેવા તેવા પ્રકારના ઉચિત પ્રયત્નો કરવામાં, કશી પણ કમીના રાખવી જોઈએ નહિ.

**જૈન કુળના સંસ્કારોથી એ અધમતા ન હોય :**

અર્થકથામાં અતિશય આસક્ત બની ગયેલા આત્માઓની સંખ્યા, જૈન કુળમાં જન્મ પામેલાઓની અંદર બહુ જ બૂજ છે. જૈન કુળના થોડા ઘણા પણ સંસ્કારો જેમને પ્રાપ્ત થયા છે, તેઓ આવી અધમ કોટિના હોઈ શકે નહિ. એમની મતિ કષાયોથી જ આવરિત હોય, પરલોકના દર્શ-નથી એ પરાઙ્મુખ જ હોય, આ લોકમાં જ એ પરમાર્થને જોનારા હોય અને જીવોને વિષે એ નિર્દય હોય, એ પ્રાયઃ બને જ નહિ, એમ કહીએ તો ચાલે. એમને તો, પાપ કરતાં કોઈ કોઈ વાર પણ આંચકો આવે. 'આ લોક મીઠા તો પરલોક કોણે દીઠા ?'–એવી બુદ્ધિ એમની ન હોય.નિર્દયતાનું કામ કરતાં એમને કંપારી છૂટે. અર્થકથામાં પૂર્ણ રસ આવે, એ પણ જૈનને માટે શોભાસ્પદ નથી. અર્થની એને જરૂર

હોય, એ બને; એવા સંયોગોમાં હોય તો એ અર્થકથા કરી લે અગર સાંભળી લે, એય બને; છતા પણ એ માને કે-આમાં મારા આત્માનો ઉદય નથી;પણ મને નુકસાન છે.'સંસારમાં બેઠો છું', એટલે આજિવિકાદિ માટે સાધન જોઈએ.'-એમ માનીને એ અર્થકથા કરી લે તોપણ, એને એમાં એવો રસ ન હોય, કે જે અતિ આસક્તિની કોટિમાં જાય. ચોવીસેય કલાક જે અર્થકથામાં જ આસક્ત બને, તે પરલોકના દર્શનથી પરાઙ્મુખ બન્યા વિના રહે નહિ; જ્યારે શ્રી જૈન દર્શનને પામેલો, લાખ આવ્યા તો પાગલ ન બને અને લાખ જાય તોય એને એની કારમી મુઝવણ ન થાય. એને સહેજે એમ થાય કે-એ પુદ્ગલનો સ્વભાવ છે. એ તો માને કે-આવ્યા તો પુણ્યોદય અને ગયા તો પાપોદય. એ આવે કે જાય, તેમાં મારે મારા આત્માને ભૂલવો જોઈએ નહિ. જૈનો આમ જ ભાત પાડે. એનામાં પરલોકના દર્શનથી પરાઙ્મુખતા આવે નહિ અને એથી એનામાં નિર્દયતા પણ આવે નહિ; એટલે એ તમોગુણી બની જાય નહિ. તમે આ લોકમાં જ સર્વસ્વ માનનારા નથી, તમને પરલોકની વાત ગમે છે, ક્યારેક ક્યારેક પણ તમને પરલોકની ચિન્તા થાય છે, નિર્દય કામ કરવાનો વખત આવે તો તમને કંપારી છૂટે છે અને કષાયોની મન્દતા થાય એવી ઇચ્છા પણ તમને રહ્યા કરે છે; એ સૂચવે છે કે-તમારી એવી અધમ દશા તો નથી જ !

અર્થકથા દુર્ધ્યાનમાં અને દુષ્ટ પ્રવૃત્તિમાં જોડનારી છે :

હવે એવી અધમતા ન આવી જાય-તેની પણ કાળજી

રાખવી જોઈએ. એ માટે, અર્થકથાનો રસ જેમ બને તેમ ઘટાડવો જોઈએ. 'અર્થ એ હેય છે.'–એ વસ્તુ જો સમજાઈ જાય અને અંતરમાં જચી જાય, તો અર્થકથાનો રસ ઉડવા માંડે. જ્ઞાનિઓ ફરમાવે છે કે–અર્થકથા એકાંતે અનર્થોથી જ ભરેલી છે. અર્થકથા, દુર્ગતિમા ઘસડી જનારી છે અને સુગતિની વૈરિણી છે. અર્થકથાના પ્રતાપે, આત્માઓ, પરમાર્થથી અનર્થોને જ પામે છે, માટે કલ્યાણના અર્થિઓએ અર્થકથાથી જેમ બને તેમ દૂર રહેવાનો પ્રયત્ન કરવો, એ હિતાવહ છે. અર્થકથા આત્માને અર્થપ્રાપ્તિના સાધન તરીકે ગણાતા આરમ્ભ અને સમારમ્ભ આદિ પાપકાર્યોમાં જોડનારી છે, અર્થકથા, આત્માને વિચિત્ર પ્રકારના ધાતુવાદ આદિ મોટા પાપકારી ઉપાયોમા પ્રવર્ત્તાવનારી છે, અર્થકથા, આત્માને પૌદ્ગલિક સ્વાર્થની સાધનામાં પાપાત્માઓએ જરૂરી માનેલી સામ, લાંચરૂશ્વત વગેરે, દંડ અને ભેદ આદિ પાપનીતિઓને શીખવનારી છે, તેમ જ, એવા પ્રકારની કારમી પાપનીતિઓમાં પ્રવર્ત્તાવનારી છે. આવી આવી રીતિએ, અર્થકથા, આત્માને દુર્ધ્યાનમા અને દુષ્ટ પ્રવૃત્તિઓમાં જોડનારી હોઈને, પરમાર્થે કરીને અનર્થોથી જ ભરેલી છે, દુર્ગતિમાં જવામાં જ સહાય કરનારી છે અને સદ્ગતિએ જતાં કારમી અટકાયત કરનારી છે. એ જ કારણે, જ્ઞાનિઓ ફરમાવે છે કે–પરમાર્થે કરીને જે અર્થકથા કેવળ અનર્થોથી ભરેલી છે અને સુગતિની રોધક હોવાની સાથે જે દુર્ગતિના ગમન રૂપ કંદને ખીલવવામાં ઉદ્યત છે, તેવી અર્થકથામાં અધમ આત્માઓ સિવાયના આત્માઓ આસક્ત બનતા નથી. એવી

કેવળ અનર્થોથી જ ભરેલી અર્થકથામા તેઓ જ આસક્ત બને છે, કે જેઓની મતિ ક્રોધ–માન–માયા અને લોભથી આચ્છાદિત થઈ છે: એના યોગે જેઓ આ લોકમાં જ પરમાર્થને જુએ છે: પરલોક તરફ તો જેમનું મોંઢું પણ જતું નથી: અને એમ થવાથી જેઓ જીવોને વિષે નિર્દય બન્યા છે એવા તમોગુણી આત્માઓ સિવાયના આત્માઓ, અર્થકથામાં અતિ આસક્ત બનતા નથી, અને એવા તમોગુણી શ્રોતાઓ અધમ છે–એમ કથાકાર પરમર્ષિ સ્પષ્ટપણે ફરમાવે છે અર્થની હેયતાને સમજવાને માટે અને વિચારવાને માટે, જ્ઞાનિઓનુ આ કથન પણ, પરમ સહાયક થાય તેમ છે: અને, એ રીતિએ સમજાય તથા વિચારાય તેમ જ જીવનમાં એનો યથાશક્ય અમલ કરાય, એ જ આ સાભળ્યાની વાસ્તવિક કોટિની સફળતા છે, એમ કહી શકાય : માટે, સાભળ્યાને સફળ કરવુ હોય, તો એવા જરૂરી વિચારો કરવાને ચૂકવુ જોઈએ નહિ.

અર્થકથાની આસક્તિ શું સૂચવે છે ? -

આથી, એ પણ સ્પષ્ટ થાય છે કે–જે આત્માઓની મતિ ક્રોધ આદિ કષાયોથી આચ્છાદિત નથી બની, જે આત્માઓ પરલોકના દર્શનથી પરાઙ્મુખ નથી બન્યા, જે આત્માઓ આ લોકમા જ પરમાર્થના દેખનારા નથી બન્યા અને જે આત્માઓના અંતઃકરણમાથી જીવો ઉપરની અનુકંપાનો નાશ નથી થયો, તે આત્માઓ કોઇ પણ કાળે કેવળ અર્થકથાના શ્રવણમા આસક્ત બનતા જ નથી. 'શુદ્ધ મતિ,

પરલોકનો ખ્યાલ, આ લોકની નશ્વરતાનું ભાન અને જીવો ઉપરની અનુકંપા.'–આ ચારેય વસ્તુઓ, આત્માને કેવળ અર્થકથામાં આસક્ત બનતાં અટકાવનારી છે. શ્રી જિનેશ્વર-દેવના શાસનનું આસ્તિક્ય ધરાવનાર આત્મામાં શુદ્ધ મતિનો વાસ, પરલોકનો અપ્રતિહત ખ્યાલ, આ લોકની નશ્વરતાનું કાયમી ભાન અને પ્રાણી માત્ર પ્રત્યેની અનુકમ્પા સદા સ્થાયી હોય છે. વિશ્વનો એ સાચો આસ્તિક, કદી પણ, અર્થકથાના શ્રવણનો તેવો રસિયો બનતો જ નથી. જ્યારે એવો આસ્તિક ગણાતો આત્મા પણ અર્થકથાના શ્રવણમાં તેવો રસિક બનેલો જણાય, તો સમજી લેવું જોઈએ કે–'એના અંતઃકરણમાંથી પ્રભુશાસનની આસ્તિકતા સરી ગઇ છે.' કારણ કે–એમ થયા વિના, આત્માની મતિ ઉપર કષાયો એવી સત્તા ચલાવી શકતા જ નથી અને એવા આત્મામાંથી પરલોકનો ખ્યાલ, આ લોકની નશ્વરતાનું ભાન તથા પ્રાણી માત્ર ઉપરની અનુકમ્પાનો કદી સર્વથા નાશ થતો નથી. અર્થકથાની જ આસક્તિ, એ આત્માનું મિથ્યાદષ્ટિપણું, નાસ્તિકપણું અને નિર્દયપણું સૂચવે છે: કારણ કે–આત્મામાં મિથ્યાદષ્ટિપણાનો, નાસ્તિકપણાનો અને નિર્દયપણાનો વાસ થયા વિના, આત્મા કોઇ પણ રીતિએ કેવળ અર્થકથાના શ્રવણમાં મુગ્ધ બની શકતો નથી. આ હેતુથી, જે જે આત્માઓ મિથ્યાદષ્ટિપણાથી, નાસ્તિકપણાથી અને નિર્દયપણાથી બચવાને ઇચ્છતા હોય, તે તે આત્માઓએ અર્થકથાની આસક્તિથી બચવાને માટે, સદા ઉદ્યમશીલ રહેવું જોઇએ. જે આત્માઓ, અર્થકથાની આસક્તિથી નથી

બચતા અને અર્થકથાના શ્રવણની રસિકતાથી લેપાયેલા રહે છે, તે આત્માઓ ઇચ્છાએ કે અનિચ્છાએ પણ, મિથ્યાદૃષ્ટિપણાના, નાસ્તિકપણાના અને નિર્દયપણાના ઉપાસક બની જાય છે, અને, આ વસ્તુ કાંઇ વિચક્ષણ આત્માઓના અનુભવદર્શનથી સર્વથા પર નથી.

**'અર્થ જ સારભૂત છે અને એનાથીજ સર્વસ્વ છે.'—એવી ભાવનાને ખીલવનારા ગુરૂવેષમાં રહેલાથી ચેતવાની જરૂર :**

આ વસ્તુ જેમ કલ્યાણના અર્થી ગૃહસ્થોએ ધ્યાનમાં રાખવાની છે, તેમ ધર્મગુરૂ તરીકે પોતાની જાતને ઓળખાવવા છતાં પણ, ધર્મદેશનાના નામે જેઓ અર્થની દેશના કરતા હોય, તેઓએ પણ ખાસ હૃદયપૂર્વક વિચારવા જેવી છે. ભગવાન શ્રી સીમંધરસ્વામિજીની સ્તવના કરતાં, વાચકશેખર શ્રીમદ્ યશોવિજયજી મહારાજાએ કહ્યું છે કે—

"અર્થની દેશના જે દીએ, ઓળવે ધર્મના ગ્રંથ રે :
પરમ પદનો પ્રગટ ચોર જે, તેહથી કેમ વહેરો પંથ રે ?"

અર્થની દેશના દેનારાઓ, ધર્મના ગ્રન્થોને ઓળવનારાઓ હોવાથી, પરમ પદના પ્રગટ ચોર છે, અને એવાઓથી પ્રભુમાર્ગ સુસ્થિત તો ન રહે, પણ કેટલાય આત્માઓના હિતનું એથી નિકંદન નીકળી જવા પામે ! આ જાતિની નાસ્તિકતાને જનતાના હૃદયમાં ખીલવનારાઓ, ગુરૂના વેષમાં હોય તો પણ, તેઓ મહા નાસ્તિકો જ છે, એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કાંઈ નથી. જે ગુરૂનામ-

ધારિઓના હૃદયમાં વાસ્તવિક કોટિની આસ્તિકતાનો થોડો ઘણો પણ વાસ હોય, તે ગુરૂઓ, જનતાના હૃદયમાં અર્થ-કથાની આસક્તિ સુદૃઢ થાય–એવું કદી પણ કરે નહિ. 'અર્થ જ એક સારભૂત છે અને એના જ યોગે સર્વસ્વ છે.'–એવું જુદી જુદી રીતિએ સમજાવીને જનતાને અર્થ-કથામાં આસક્ત બનાવનારાઓ અને જનતાને અર્થસાધક પ્રવૃત્તિઓમાં જોડીને, તેને એમાં જ રસિક બનાવનારાઓ જો ગુરૂઓ ગણાતા હોય, તો કહેવું પડે કે–'તેઓ ગુરૂ તરીકે જનહિતના રક્ષકો નથી, પણ ગુરૂવેષ જેવા જીવ માત્રના રક્ષક વેષમાં છૂપાએલા જનહિતના કારમા ઘાતકો છે!' એટલું જ નહિ, પણ એમેય કહેવું પડે કે–'તેઓ જીવો પ્રત્યેની અનુકમ્પાથી પણ પરવારેલા છે.' એટલે, કલ્યાણના અર્થી આત્માઓએ તો, એવા વેષધારિઓના સસંર્ગને પણ પાપનું કારણ સમજીને, તેમનાથી જેમ બને તેમ દૂર રહેવું જોઈએ તેમ જ અર્થકથામાં આસક્ત ન બનાય–તેની કાળજી રાખવી જોઈએ : કારણ કે–કથાકાર પરમર્ષિ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–અર્થકથા સદ્‌ગતિની વૈરિણી છે, દુર્ગતિમાં ઘસડી જનારી છે અને અનર્થોથી ભરેલી છે. એવી અર્થકથામાં તે જ આત્માઓ આસક્ત બને છે, કે જેઓની મતિ કષાયોથી આચ્છાદિત થયેલી હોય, જેઓ પરલોકના દર્શનથી પરાઙ્-મુખ હોય, જેઓ આ લોકમાં જ પરમાર્થને જોતા હોય અને જેઓ જીવોને વિષે દયાથી રહિત હોય. આવા તમો-ગુણી પુરૂષો, એ અધમ પુરૂષો છે. આથી સ્પષ્ટ થાય છે

કે-અર્થકથાની આસક્તિને પરિણામે અધમતા આવ્યા વિના રહેતી નથી.

કામકથા અને તેમાં આસક્ત બનનારાઓ :

તમોગુણી આત્માઓની અને એ આત્માઓ કયા પ્રકારની કથામાં આસક્ત હોય છે-તેની વાત્ કર્યા પછીથી, હવે કથાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા, રજોગુણી આત્માઓ કયા પ્રકારની કથામાં રક્ત બને છે, તે જણાવે છે. તમોગુણી આત્માઓ એ અધમ કોટિના આત્માઓ છે, જ્યારે રજોગુણી આત્માઓ એ મધ્યમ કોટિના આત્માઓ છે. અધમ કોટિના આત્માઓ અર્થકથામા આસક્ત બને છે, જ્યારે મધ્યમ કોટિના આત્માઓ કામકથામા આસક્ત બને છે. મધ્યમ કોટિના આત્માઓ કેવા હોય છે તેમ જ તેવા આત્માઓ જે કથામા અનુષક્ત બને છે તે કામકથા કેવા પ્રકારની હોય છે, એને દર્શાવતાં, અહીં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

" जे उण सद्दाइविसयचिसमोहियमणा, मावरिउ-इन्दियाणुकूलवत्तिणो, अभावियपरमत्थमग्गा, 'इमं सुन्दरं, इमं सुन्दरयरं' ति सुन्दरासुन्दरेसु अविणिच्छियमई. ते रायसा मज्झिमपुरिसा बुद्दजणोंवहसणिज्जाए, विडम्बणमेत्त-पडिवद्धाए इह परभवे य दुक्खसंवड्ढियाए कामकहाए अणुमज्जन्ति ।"

કથાકાર પરમર્ષિએ મધ્યમ કોટિમાં બે વિભાગો દર્શાવ્યા છે મધ્યમ કોટિમા પણ કનિષ્ઠ વિભાગના જે આત્માઓ

હોય છે, તે આત્માઓ શબ્દાદિ વિષયો રૂપ જે વિષ, તેનાથી મોહિત મનવાળા બનેલા હોય છે: ભાવશત્રુ રૂપ ઇન્દ્રિયોને અનુકૂળ વર્તનારા હોય છે: પરમાર્થના માર્ગથી અભાવિત દશાવાળા હોય છે: અને 'આ સુન્દર તથા આ અતિ સુન્દર.' –એ પ્રમાણેની વિકલ્પમય વૃત્તિથી સુન્દર તથા અસુન્દર પદાર્થોમાં અવિનિશ્ચિત મતિવાળા હોય છે! એવા આત્માઓ, રજોગુણને ધરનારા મધ્યમ કોટિના પુરૂષો ગણાય છે. હવે, એવા પુરૂષો જે કામકથામાં અનુપક્ત થાય છે, તે કામ-કથા કેવા સ્વરૂપની છે?, તે કહે છે. કામકથા પંડિત પુરૂષો દ્વારા ઉપહાસપાત્ર બનેલી છે: વિડંબના માત્રથી પ્રતિબદ્ધ થયેલી છે: અને, આ ભવમાં તેમ જ પરભવમાં દુઃખનું સંવર્ધન કરનારી છે. વસ્તુતઃ, તે, આ લોકમાં કે પરલોકમાં, સુખ આપનારી નથી.

**કામકથાની આસક્તિ પણ અનિષ્ટકર છે :**

જે આત્માઓ, 'શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ'– એ પાંચ વિષયો વિષ રૂપ હોવા છતાં પણ, એ વિષયોને વિષ રૂપ નહિ માનતાં, તેનાથી મોહિત મનવાળા બનેલા હોય, તે આત્માઓ સ્પર્શના, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર– એ પાંચેય ઇન્દ્રિયોને અનુકૂળ વર્તનારા હોય, તે સ્વાભાવિક છે. ઇન્દ્રિયો, એ ભાવશત્રુ રૂપ છે–એમ જ્ઞાનિઓ ફરમાવે છે; પણ વિષયોથી મોહિત મનવાળા બનેલા આત્માઓ તો એ ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તવામાં જ મોજ માણનારા હોય છે. એવા આત્માઓ, પરમાર્થના માર્ગથી અભાવિત

દશાવાળા હોય, એ પણ સ્વાભાવિક છે : કારણ કે-પરમાર્થના માર્ગથી જે આત્માઓ ભાવિત દશાવાળા હોય, તેઓ ભાવશત્રુ રૂપ ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તવામાં ખૂશ હોતા નથી, કારણ કે-વિષયો રૂપ વિષથી તે આત્માઓનું મન મોહિત થયેલુ હોતું નથી. આથી સમજી શકાય છે કે-જે આત્માઓ વિષયો રૂપ વિષથી મોહિત મનવાળા હોય છે અને એમ હોવાને કારણે જેઓ ભાવશત્રુ રૂપ ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તનારા હોય છે, તે આત્માઓ પરમાર્થના માર્ગથી અભાવિત દશાવાળા હોય છે. આવા આત્માઓ, સુન્દર અને અસુન્દર પદાર્થોમાં 'આ સુન્દર અને આ વધુ સુન્દર' -એવી અવિનિશ્ચિત મતિવાળા હોય, એમાં પણ નવાઈ પામવા જેવું નથી : કારણ કે-ઇન્દ્રિયોની આધીનતામાં જ પડેલા આત્માઓની દશા, કોઈ વિલક્ષણ પ્રકારની હોય છે. તેવા આત્માઓ, પૌદગલિક પદાર્થોમાં આમાં સુન્દરતા છે અને આમાં અતિ સુંદરતા છે-એવા પ્રકારનો સ્વીકાર કરીને, કદીક કોઈ પદાર્થમાં લીન, તો કદીક કોઈ પદાર્થમાં લીન બનીને, એવી પૌદ્ગલિક પદાર્થોની લંપટદશામાં જ, પોતાના સમગ્ર જીવનને બરબાદ કરે છે, અને, એના યોગે તેઓ આ ભવમા પણ દુઃખ પામવા સાથે, ચિરકાળ પર્યન્ત સંસારમાં રૂલતા થકા ઘણાં ઘણાં દુઃખોને ભોગવે છે રજોગુણના પ્રતાપે કનિષ્ટ કોટિની મધ્યમ દશાને પામેલા આત્માઓને, પરમાર્થ માર્ગનું શ્રવણેય પસંદ નથી પડતું, કારણ કે-એ આત્માઓની સદાય વિષયોમાં જ રક્તતા રહે છે. સદાય એ

આત્માઓનું હૃદય, ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તવામાં જ રાચતું રહે છે અને 'આ સુન્દર તથા આ અતિ સુન્દર.' –એવી જાતિના વિકલ્પો કરી કરીને, કોઈ સમયે અમુક વસ્તુમાં તો કોઈ સમયે અમુક વસ્તુમાં–એમ ભિન્ન ભિન્ન વસ્તુઓમાં લીન થવામાં જ, એ આત્માઓને આનંદ આવે છે: એ જ કારણે, એ આત્માઓ તે કામકથામાં આસક્ત બને છે, કે જે કામકથા પંડિત પુરૂષોના ઉપહાસનું પાત્ર બનેલી છે, જે કેવળ આત્માની વિડંબનાને જ કરનારી છે અને જે આ લોક તથા પરલોકનાં દુઃખોને જ વધારનારી છે. એવા આત્માઓને, એ કારણે, મોક્ષમાર્ગની વાત જ અનુકૂળ નથી આવતી. 'વિષયો વિષ સરખા છે, ઇન્દ્રિયો આત્માને પાયમાલ કરનારી હોઈને ભાવશત્રુ સમી છે અને પૌદ્‌ગલિક પદાર્થોમાં સુન્દરતા–અતિ સુન્દરતા કલ્પીને મુંઝાવું એ મૂર્ખતા છે.'–આવી આવી વાતો, એ આત્માઓને અકળાવી મૂકે છે. એ આત્માઓને તો, વિષયવિલાસની વાતોમાં જ મજા આવે છે. કામની સામગ્રીનાં, કામની સામગ્રી મેળવવાનાં અને કામની સામગ્રીને ભોગવવા વગેરેનાં વર્ણનોમાં, એ આત્માઓને ખૂબ ખૂબ આનંદ પડે છે. રમણીઓની અને રમણીઓનાં રૂપ આદિની વાતો, એવા આત્માઓના અંતરને ખૂબ જ આનંદ આપે છે. એવી વાતો જે દિવસે સાંભળવાને મળે નહિ, તે દિવસ પણ એવા આત્માઓને જાણે ગણુના બહારના દિવસ જેવો લાગે છે. જેમ અધમ કોટિના આત્માઓને અર્થકથાના શ્રવણાદિ વિના ચેન પડતું નથી, તેમ મધ્યમ કોટિના પણ નીચી દશા-

ના આત્માઓને કામકથાના શ્રવણ વિના ચેન પડતું નથી. કામકથાની આવી આસક્તિથી બચવાને માટે, વિષયો એ વિષ સમા છે-એમ સમજીને, ભાવશત્રુ અમી ઇન્દ્રિયોને આધીન નહિ થતાં, પરમાર્થના માર્ગથી ભાવિત દશાવાળા બનવું જોઈએ અને પૌદ્‌ગલિક પદાર્થોની સુન્દરતાના ને અતિ સુન્દરતાના વિકલ્પોને તજીને, પૌદ્‌ગલિક પદાર્થોમાં નહિ મુઝાતાં, આત્માના હિતનો અને આત્માના હિતના માર્ગનો, વિચાર કરતા બની જવું જોઈએ; એટલું જ નહિ, પણ એનો જ્ઞાનિઓની આજ્ઞા મુજબ અમલ કરવાને મથવું, એ જ સાચો કલ્યાણમાર્ગ છે.

**સંકીર્ણકથા અને એમાં આસક્ત બનનારાઓ :**

હવે સંકીર્ણકથા કેવા પ્રકારની હોય છે અને એમાં અનુષક્ત બનનારા આત્માઓ કેવા પ્રકારના હોય છે, તેને દર્શાવતાં પણ કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

'जे उण मणगं सुन्दरयरा सावेक्खा उभयलोएसु कुसला ववहारनयमएणं, परमत्थओ सारविन्नाणरहिया, खुद्दलोएसु अबहुमाणिणो, अचियण्डा उदारभोगाणं, ते किंचि सत्तिया मज्झिमपुरिसा चेव आसयविसेसओ सुगइ-दुग्गइवत्तिणीए, जीवलोगसभावविब्भमाए, सयलरसनीसन्दभंगयाए, विविह भावपसूइनिबन्धणाए संकिण्णकहाए अणुसज्जन्ति।"

જે આત્માઓ સંકીર્ણકથામાં રક્ત બને છે, તે આત્માઓ પણ મધ્યમ કોટિના જ ગણાય છે, પરન્તુ, તેઓ મધ્યમ કોટિના હોવા છતાં પણ, કામકથામાં રક્ત બનનારા

આત્માઓથી કાંઈક ઉંચી વૃત્તિવાળા હોય છે, એટલે કે–કાંઈક સુન્દરતાવાળા હોય છે. વળી, તેઓ માત્ર આ લોકની જ અપેક્ષા રાખનારા નથી હોતા, આ લોકમાં જ પરમાર્થને માનનારા નથી હોતા, પરન્તુ આ લોક અને પરલોક–એમ ઉભય લોકની અપેક્ષાવાળા હોય છે. એવા આત્માઓ વ્યવહાર નયના મતે કુશળ ગણાય છે, પણ પરમાર્થથી તો તેઓ સારભૂત વિજ્ઞાને કરીને રહિત હોય છે. વળી, તેઓ ક્ષુદ્ર ભોગોમાં અબહુમાની હોય છે, પણ ઉદાર ભોગોમાંથી તેમની તૃષ્ણા ગયેલી હોય એમ હોતું નથી. એવા આત્માઓ, નથી તો તમોગુણી હોતા કે નથી તો રજોગુણની પ્રધાનતાવાળા હોતા, પણ કાંઈક સાત્ત્વિક હોય છે. આવા મધ્યમ કોટિના પુરૂષો સંકીર્ણકથામાં આસક્ત બને છે. એ સંકીર્ણકથા, એ એવી જાતિની કથા છે કે–એ આશયવિશેષથી જેમ સુગતિની વાટ જેવી છે, તેમ આશયવિશેષથી દુર્ગતિની વાટ જેવી પણ છે. વધુમાં, સંકીર્ણકથા જીવલોકના સ્વભાવનો વિભ્રમ કરાવનારી હોય છે, સઘળા પ્રકારના રસનાં ઝરણાંથી સંગત હોય છે અને એ જ કારણે વિવિધ ભાવોની ઉત્પત્તિમાં તે કારણ રૂપ બને છે.

આપણે જોઈ ગયા છીએ કે–સંકીર્ણકથા 'ધર્મ, અર્થ અને કામ '–એ રૂપ જે ત્રણ વર્ગો, તે ત્રણેય વર્ગોનું જે જે રીતિએ ગ્રહણ થાય, તે રીતિએ બાંધેલી હોય છે. આથી, એ કથાની અસર સામા આત્માની લાયકાત ઉપર ખાસ આધાર રાખે છે. જેવો આત્માનો આશય, તેવી તેની અસર !

અને, એથી જ કહ્યું કે–આશય વિશેષથી સંકીર્ણકથા દુર્ગતિની વાટ જેવી પણ છે અને આશય વિશેષથી સંકીર્ણકથા સુગતિની વાટ જેવી પણ છે. એવી કથામાં આસક્ત બનનારા આત્માઓ,વ્યવહાર નયના મતે કુશળ ગણાવા છતાં પણ, પરમાર્થદૃષ્ટિએ જેનું પરિણામ એકાંત વિરતિ છે, એવા પ્રકારનું જે સારભૂત જ્ઞાન, તેનાથી રહિત હોય છે: કારણ કે–જે આત્માઓમાં તેવું સારભૂત જ્ઞાન પરિણમ્યું હોય છે, તે આત્માઓ તો ધર્મકથામાં જ આસક્ત બને, તે સ્વાભાવિક છે. આમ છતાં પણ, આ પ્રકારના આત્માઓ ઉભય લોકની અપેક્ષાવાળા હોય છે અને એથી તેઓ સર્વથા વિષયપિપાસુ, સર્વથા ઇન્દ્રિયોને આધીન અને સર્વથા પરમાર્થના માર્ગથી અભાવિત દશાવાળા જેવા નથી હોતા: તેમ જ, એના યોગે તેઓમાં અનુકંપા વગેરે કેટલાક ગુણો પણ અમુક પ્રમાણમાં જરૂર હોય છે. કલ્યાણના અર્થી આત્માઓએ તો, સંકીર્ણકથાની આસક્તિને પણ તજવા જેવી છે, કારણ કે–એ કથા વિવિધ ભાવોને ઉત્પન્ન કરનારી છે. સંકીર્ણકથાની આસક્તિમાં પડેલા આત્માને માટે, કોઈ તેવા સમયે, ભયંકર દુર્ભાવને આધીન થઈ જવાનો ભય રહ્યા જ કરે છે. વળી, એ આત્માઓ ક્ષુદ્ર ભોગોમાં અબહુમાની હોય છે, છતાં ઉદાર ભોગોની તૃષ્ણાવાળા હોય છે: અને, એવી પણ ભોગતૃષ્ણા આત્માને કયી વખતે કયી હાલતમાં મૂકી દે, એ કહી શકાય નહિ: માટે, ધર્મ જ ઉપાદેય છે અને અર્થ–કામ હેય જ છે, આ

વસ્તુને હૃદયમાં ખૂબ જચાવી દેવી જોઈએ; અને એમ થતાં, સંકીર્ણકથાની આસક્તિ ટકી શકશે નહિ. એ માટે, વ્યવહાર નયના મતે કુશળ ગણાતા હોવા છતાં પણ, આત્માએ તે પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ, કે જે જ્ઞાન પરમાર્થથી સારભૂત છે.

**ઉત્તમ આત્માઓ ધર્મકથામાં આસક્ત હોય છે :**

આ રીતિએ કથાકાર પરમર્ષિએ અધમ પુરૂષોનું અને અર્થકથાની પારિણામિક દશાનું, સામાન્ય પ્રકારના મધ્યમ પુરૂષોનું અને કામકથાની પારિણામિક દશાનું તેમજ ઉત્તમ પ્રકારના મધ્યમ પુરૂષોનું અને સંકીર્ણકથાની પારિણામિક દશાનું વર્ણન કર્યું. હવે કથાકાર પરમર્ષિ ઉત્તમ પુરૂષોના અને ધર્મકથાના સ્વરૂપનું વર્ણન કરે છે. ધર્મકથા કેવા પ્રકારની છે અને ધર્મકથાના શ્રોતા કેવા પ્રકારના આત્માઓ હોય છે, એને દર્શાવતાં, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–

" जे उण जाइ-जरा मरणजणियवेरग्गा जम्मन्तरम्मि वि कुसलभावियमई, निव्विण्णा कामभोगाणं, मुक्कपाया पावलेवेण, विन्नायपरमपयसरूवा, आसन्ना सिद्धिमंपत्तिए, ते सत्तिया उत्तिमपुरिसा सग्ग-निव्वाण-समारुहणवत्तिणीए, बुहजणपसंसणिज्जाए, सयलकहासुन्दराए, महापुरिससेवियाए धम्मकहाए चेव अणुसज्जन्ति । "

ધર્મકથામાં તે આત્માઓ આસક્ત બને છે, કે જે આત્માઓ જન્મ, જરા અને મરણથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યને ધરનારા હોય છે: જન્માંતરના વિષયમાં પણ જે

આત્માઓની મતિ પુણ્યથી ભાવિત થયેલી હોય છે : જે આત્માઓ કામભોગથી નિર્વેદને પામેલા છે : પાપના લેપથી જે આત્માઓ મુક્તપ્રાયઃ બનેલા છે : પરમ પદના સ્વરૂપથી પણ જે આત્માઓ સુજ્ઞાત થયેલા છે : અને, જે આત્માઓ સિદ્ધિપદની સંપ્રાપ્તિની સમીપ વર્તે છે : એવા આત્માઓ, એ સાત્ત્વિક પ્રકૃતિને ધરનારા ઉત્તમ આત્માઓ છે. આ રીતિએ ઉત્તમ આત્માઓના સ્વરૂપનો ખ્યાલ આપ્યા પછીથી, તેવા ઉત્તમ આત્માઓ જે ધર્મકથામાં રક્ત બને છે, તે ધર્મકથા કેવી હોય છે–એને દર્શાવતાં પણ કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–ધર્મકથા, એ સ્વર્ગ અને નિર્વાણપદ ઉપર સમારોહ કરવાને માટે વર્તિની સમી છે : ધર્મકથા, એ પંડિતજનો માટે પ્રશંસનીય છે : વળી, ધર્મકથા, એ સકળ કથાઓમાં સુન્દર છેઃ અને ધર્મકથા, એ મહાપુરૂષોથી સેવાએલી કથા છે. આવી ધર્મકથામાં જ ઉત્તમ કોટિના આત્માઓ આસક્ત બને છે.

### જન્મ, જરા અને મરણ–એ વૈરાગ્યનું કારણ :
### ધર્મકથાથી પેદા થતો આત્માનો ખ્યાલ :

ખરેખર, જન્મ, જરા અને મરણ, એ સંસારની મુડી છે. જન્મવું, લાંબુ આયુષ્ય હોય તો જીવતાં બુઢ્ઢા થવું અને મરવું, એ સંસારમાં નિયત છે. જેને જરા ન આવે, તેને પણ જન્મ અને મરણ તો છે જ. જન્મ ન થાય, તો જ મરણ ન થાય. જન્મ થયો, એટલે મરણ થવાનું જ. જેને મરણ ન ગમતું હોય, તેણે જન્મ ન થાય–એમ કરવું

જોઈએ. જેટલા જન્મ્યા એટલા મરવાના જ, એ શંકા વિનાની વાત છે. આથી, જ્ઞાનિઓ ફરમાવે છે કે-એવું મરણ મેળવો, કે જે મરણ પછી જન્મ લેવો ન પડે; અને એવું મરણ પ્રાપ્ત કરવાને માટે જીવનને જ્ઞાનિઓની આજ્ઞામા સમર્પિત કરી દેવું જોઈએ. એ વસ્તુને ધર્મકથા બરાબર સમજાવે છે. ધર્મકથા આ લોકની નશ્વરતાનું ભાન કરાવે છે. ધર્મકથા પરલોકની સ્થિતિનો ખ્યાલ આપે છે. ધર્મકથા આત્માના સ્વરૂપને ઓળખાવે છે. ધર્મકથા જન્મ, જરા અને મરણથી મૂકાવનાર છે. શબ્દાદિ વિષયોમાં રક્ત બનેલા આત્માઓની દુર્દશાને ધર્મકથા સમજાવે છે. ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તવાથી આત્માને થતી હાનિનો ધર્મકથા ખ્યાલ આપે છે. આવી ધર્મકથામાં તે જ આત્માઓ રક્ત બને છે, કે જેઓમાં જન્મ, જરા અને મૃત્યુથી વૈરાગ્ય જન્મ્યો છે. એવા આત્માને પૌદ્ગલિક સાહ્યબી આંખે ન ચઢે, પણ 'હું જન્મ્યો છું માટે આયુષ્ય હશે અને ટકશે તો બુઢ્ઢો થઈને, નહિતર એમ ને એમ પણ હું મરવાનો છું.'-એ આંખે ચઢે. જેને મૃત્યુ બરાબર યાદ રહે અને જન્માદિથી જેનામાં વૈરાગ્ય જન્મ્યો હોય, તે સાહ્યબી-બંગલો વગેરેમાં રાચે? જન્મ-જરા-મરણ, એ વસ્તુઓ એવી છે કે-વિવેકી આત્માની આંખથી ખસે નહિ. એના યોગે વૈરાગ્યની છોળો જેમના અન્તરમાં ઉછળ્યા કરે છે, તે ઉત્તમ કોટિના આત્માઓ છે. 'જન્મ, જરા અને મરણના વિચારથી વૈરાગ્ય કેમ જન્મે?'-એવો પ્રશ્ન જો કરવામાં

આવે, તો એવો પ્રશ્ન કરનારને કહેવું જોઈએ કે–જો મૂઢતા ટળે, સાચી સમજ પ્રગટે અને આત્મા અનાદિ કાળથી કેવી કેવી દશામાં રઝળી રહ્યો છે–તેનો કદાચ આછો છતાં જો યથાસ્થિત ખ્યાલ આવે, તો એથી ઉત્તમ આત્માઓના અન્તરમાં વૈરાગ્ય ઉત્પન્ન થયા વિના રહે નહિ ! માટે, વૈરાગ્ય જોઈએ તો સુવિચારક બનો !

**આત્માની બાબતમાં વિચારમૂઢતા અને પુદ્ગલની બાબતમાં વિચારરસિક્તા :**

આજે લગભગ મોટા ભાગની કયી દશા છે ? જન્મ્યા અને જન્મવું પડશે–એ લગભગ ભૂલાઈ ગયા જેવું છે. જરાને રોકવાને માટે ઈન્જેક્શનો લેવાય છે. ઈન્જેક્શનો અને તેવી દવાઓનાં નામ સાંભળીને બુઢ્ઢાઓના મોંઢામાં પાણી આવે છે. જાણે કે–મરણ આવવાનું જ નથી ! અને મરણ માટે કહે છે કે–એ તો સૌને આવે છે. ત્રણેમાંથી એકેય વૈરાગ્ય પેદા કરે, એવી દશા છે ? જે જન્મ, જરા અને મરણ ઉત્તમ આત્માઓને વૈરાગ્ય પેદા કરે છે, તે જન્મ, જરા અને મરણ પોતાને ફરજિયાત ભોગવવાં પડે તોય ખટકે પણ નહિ, તો એ હીન દશાને જ સૂચવે છે ને ? જન્મ–જરા–મૃત્યુનો ભય નથી, માટે પાપપ્રવૃત્તિ પણ ડંખતી નથી. આજે પાપની પ્રવૃત્તિઓ ધમધોકાર ચાલી રહી છે. એમ નથી થતું કે–આ બધું કેટલા કાળ માટે ? આનું પરિણામ શું ? અહીંથી મર્યા પછી કોઈક પણ સ્થળે જન્મવું પડશે, એમ માનો છો કે નહિ ? આ જીવનમાં

જોઈએ. જેટલા જન્મ્યા એટલા મરવાના જ, એ શંકા વિનાની વાત છે. આથી, જ્ઞાનિઓ ફરમાવે છે કે–એવું મરણ મેળવો, કે જે મરણ પછી જન્મ લેવો ન પડે; અને એવુ મરણ પ્રાપ્ત કરવાને માટે જીવનને જ્ઞાનિઓની આજ્ઞામાં સમર્પિત કરી દેવું જોઈએ. એ વસ્તુને ધર્મકથા બરાબર સમજાવે છે. ધર્મકથા આ લોકની નશ્વરતાનું ભાન કરાવે છે. ધર્મકથા પરલોકની સ્થિતિનો ખ્યાલ આપે છે. ધર્મકથા આત્માના સ્વરૂપને ઓળખાવે છે. ધર્મકથા જન્મ, જરા અને મરણથી મૂકાવનાર છે. શબ્દાદિ વિષયોમાં રક્ત બનેલા આત્માઓની દુર્દશાને ધર્મકથા સમજાવે છે. ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તવાથી આત્માને થતી હાનિનો ધર્મકથા ખ્યાલ આપે છે. આવી ધર્મકથામાં તે જ આત્માઓ રક્ત બને છે, કે જેઓમાં જન્મ, જરા અને મૃત્યુથી વૈરાગ્ય જન્મ્યો છે. એવા આત્માને પૌદ્ગલિક સાહ્યબી આંખે ન ચઢે, પણ 'હું જન્મ્યો છું માટે આયુષ્ય હશે અને ટકશે તો બુઢ્ઢો થઈને, નહિતર એમ ને એમ પણ હું મરવાનો છું.'–એ આંખે ચઢે. જેને મૃત્યુ બરાબર યાદ રહે અને જન્માદિથી જેનામાં વૈરાગ્ય જન્મ્યો હોય, તે સાહ્યબી–બંગલો વગેરેમાં રાચે? જન્મ–જરા–મરણ, એ વસ્તુઓ એવી છે કે–વિવેકી આત્માની આંખથી ખસે નહિ. એના યોગે વૈરાગ્યની છોળો જેમના અન્તરમાં ઉછળ્યા કરે છે, તે ઉત્તમ કોટિના આત્માઓ છે. 'જન્મ, જરા અને મરણના વિચારથી વૈરાગ્ય કેમ જન્મે ?'–એવો પ્રશ્ન જો કરવામાં

આવે, તા એવા પ્રશ્ન કરનારને કહેવું જોઈએ કે-જો મૂઢતા ટળે, સાચી સમજ પ્રગટે અને આત્મા અનાદિ કાળથી કેવી કેવી દશામાં રઝળી રહ્યો છે-તેના કદાચ આછો છતાં જો યથાસ્થિત ખ્યાલ આવે, તા એથી ઉત્તમ આત્માઓના અન્તરમાં વૈરાગ્ય ઉત્પન્ન થયા વિના રહે નહિ ! માટે, વૈરાગ્ય જોઈએ તા સુવિચારક બના !

## આત્માની બાબતમાં વિચારમૂઢતા અને પુદ્‌ગલની બાબતમાં વિચારરસિકતા :

આજે લગભગ મોટા ભાગની કયી દશા છે ? જન્મ્યા અને જન્મવું પડશે-એ લગભગ ભૂલાઈ ગયા જેવું છે. જરાને રોકવાને માટે ઈન્જેકશના લેવાય છે. ઈન્જેકશના અને તેવી દવાઓનાં નામ સાંભળીને બુઢ્ઢાઓના મોંઢામાં પાણી આવે છે. જાણે કે-મરણ આવવાનું જ નથી ! અને મરણ માટે કહે છે કે-એ તા સૌને આવે છે ત્રણેમાંથી એકેય વૈરાગ્ય પેદા કરે, એવી દશા છે ? જે જન્મ, જરા અને મરણ ઉત્તમ આત્માઓને વૈરાગ્ય પેદા કરે છે, તે જન્મ, જરા અને મરણ પોતાને ફરજિયાત ભોગવવાં પડે તોય ખટકે પણ નહિ, તા એ હીન દશાને જ સૂચવે છે ને ? જન્મ-જરા-મૃત્યુના ભય નથી, માટે પાપપ્રવૃત્તિ પણ ડંખતી નથી આજે પાપની પ્રવૃત્તિઓ ધમધોકાર ચાલી રહી છે. એમ નથી થતું કે-આ બધું કેટલા કાળ માટે ? આનું પરિણામ શું ? અહીંથી મર્યા પછી કોઈક પણ સ્થળે જન્મવું પડશે, એમ માના છો કે નહિ ? આ જીવનમાં

આ સામગ્રી મળી છે, બુદ્ધિનો સદુપયોગ કરવાની તક મળી છે, જન્માદિથી છૂટવાનો પ્રયત્ન થાય તેવા સંયોગો મળ્યા છે, છતાં કેવળ પુદ્ગલમાં જ મુઝાયા, તો આ સામગ્રી ફરીથી ક્યારે મળશે, એનો કાંઈ કેય વિચાર આવે છે કે નહિ ? આત્માની બાબતમાં આવી વિચારમૂઢતા અને પુદ્ગલની બાબતમાં પૂરી રસિકતા, એ ઉત્તમ આત્માનું લક્ષણ નથી . અને એથી જ, એવા આત્માઓને ધર્મકથા જે રીતિએ રૂચવી અને પરિણમવી જોઈએ, તે રીતિએ તે રૂચતી અને પરિણમતી નથી · માટે જન્મ, જરા અને મરણને અંગે તથા તેના કારણને અંગે વિવેકપૂર્વક વિચાર કરનારા બનો, કે જેથી આત્મામાં વૈરાગ્ય ન હોય તો પેદા થાય અને હોય તો તે વધે.

**આપણામાં ઉત્તમતા છે ?**

ઉત્તમ આત્માઓને અંગે જે જે વસ્તુઓ કથાકાર પરમર્ષિએ દર્શાવી, તે આપણામાં છે કે નહિ, એ વિચારો !

જન્મ, જરા અને મરણથી આપણામાં વૈરાગ્ય જન્મ્યો છે ખરો ?

કામભોગોથી આપણે નિર્વેદ પામ્યા છીએ ?

પાપના લેપથી આપણે મુક્તપ્રાય· છીએ ?

અને, પરમ પદના સ્વરૂપથી આપણે સુજ્ઞાત બની ગયા છીએ કે સુજ્ઞાત બનવાનો પ્રયત્ન ચાલુ છે ?

દરેકે પોતાના આત્માને આ પ્રશ્નો પૂછવા અને એ

દશા ન હોય તો તે મેળવવાનો પ્રયત્ન કરવો. જે જન્માદિને વિષે વિરાગી બને, તે કામભોગોથી નિર્વેદ પામે, એ સ્વાભાવિક છે; અને એવો આત્મા પાપના લેપથી મુક્તપ્રાયઃ હોય, એમાં પણ નવાઇ પામવા જેવું નથી; કારણ કે-એને પાપ કરવું પડે તો પણ તે ન છૂટકે કરે અને તે પણ ડંખતા હૃદયે કરે ! એવો આત્મા, પરમ પદના સ્વરૂપથી અજ્ઞાત કેમ રહે ? એને તો, તત્ત્વોને યથાસ્થિતપણે જાણવાની પૂરી અભિલાષા હોય. અને એવો આત્મા સિદ્ધિગતિને પણ અલ્પકાળમાં પામવાનો હોય, તે પણ સ્વાભાવિક છે. આવા ઉત્તમ સાત્ત્વિક પ્રકૃતિના આત્માને ધર્મકથા રૂચે છે; એટલું જ નહિ, પણ એવો પુણ્યાત્મા ધર્મકથામાં જ આસક્ત બને છે. ધર્મકથામાં એ તાકાત પણ છે કે-એને સેવનારા આત્માઓ મોક્ષફળને મેળવે છે અને જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી ઉત્તમ પ્રકારનાં દેવસુખો વગેરેને મેળવે છે. પંડિતજનો, આવી ધર્મકથાની અને એવા ઉત્તમ આત્મા-ઓની પ્રશંસા કરે, એમાં પણ આશ્ચર્ય પામવા જેવું નથી.

**આપણી કયી દશા છે-એ વિચારો :**

આ રીતિએ કથાવસ્તુના ત્રણ પ્રકારોને અને કથા-ઓના અર્થકથા આદિ ચાર વિભાગોને દર્શાવ્યા બાદ, કથાકાર પરમર્ષિએ ફરમાવ્યું કે-અર્થકથા, કામકથા, ધર્મકથા અને સંકીર્ણકથા, આ ચાર પ્રકારની કથાના શ્રોતાઓ અધમ, મધ્યમ અને ઉત્તમ, એમ ત્રણ પ્રકારના હોય છે. આ રીતિએ શ્રોતાઓને ત્રણ પ્રકારોમાં વર્ણવવા છતાં પણ,

મધ્યમ શ્રોતાઓને બે વિભાગમાં કથાકાર પરમર્ષિએ વહેંચ્યા અને ફરમાવ્યું કે–અધમ પુરૂષો અર્થકથામાં આસક્ત બને છે, સાધારણ પ્રકારના મધ્યમ પુરૂષો કામકથામાં આસક્ત બને છે, એથી ઉત્તમ પ્રકારના મધ્યમ પુરૂષો સંકીર્ણકથામાં આસક્ત બને છે અને ઉત્તમ પુરૂષો ધર્મકથામાં આસક્ત બને છે. આ વસ્તુ આપણને આપણા આત્માની અધમ દશા, મધ્યમ દશા અગર તો ઉત્તમ દશાનું માપ કાઢવાનું ઘણું સુન્દર સાધન પૂરૂં પાડે છે. પોતાનો આત્મા કયી દશામાં વર્તી રહ્યો છે, તે આપણે આના ઉપરથી ઘણી જ સરળતાપૂર્વક કળી શકીએ તેમ છીએ. સૌ કોઈએ, આ વસ્તુનું અવલંબન ગ્રહણ કરીને, પોતાની આત્મદશાનો વિચાર કરવો જોઈએ; અને પોતાની આત્મદશા કેવી છે–એનો નિર્ણય કરીને, ઉત્તમ દશા ન પમાઈ હોય તો તે પમાય એ માટે અને ઉત્તમ દશા પમાઈ હોય તો તે બરાબર ટકી રહે તથા ખીલે એ માટે જરૂરી સઘળા પ્રયત્નો કરી લેવામાં કમીના રાખવી જોઈએ નહિ : કારણ કે–દુર્લભ એવા આ મનુષ્યજન્મને પામ્યાની ખરી સાર્થકતા એ જ છે કે–ધર્મકથામાં આસક્ત બનીને આત્માની વાસ્તવિક કોટિની ઉન્નતિ સાધવામાં પ્રમાદી નહિ બનતાં અપ્રમાદી બનવું.

**ઉત્તમતા મેળવવાનો માર્ગ :**

આપણો આત્મા, એટલે કે–આ કથાને વાંચનારાઓ અને સાંભળનારાઓ વગેરેનો આત્મા અર્થકથામાં, કામકથામાં અને સંકીર્ણકથામાં આસક્ત નહિ બનતાં, ધર્મકથામાં

આસક્ત બને-એ માટે કથાકાર પરમર્ષિએ તે તે કથાઓની આસક્તિના યોગે પ્રાપ્ત થતા ફળને સૂચવનારાં વિશેષણો પણ તે કથાઓને આપ્યાં છે. એ વિશેષણોને સમજી લઈને અને હૃદયમાં સ્થાપિત કરી લઈને, કલ્યાણના અર્થી આત્માએ, જેમ બને તેમ અર્થકથાની આસક્તિથી તેમ જ કામકથાની આસક્તિથી છૂટવાનો પ્રયત્ન કરવો જોઈએ; અને સંકીર્ણકથામાં પણ આસકત બની જવાય નહિ તેની કાળજી રાખીને, ધર્મકથામાં આસક્ત બનવાને માટે પ્રયત્નશીલ બન્યા રહેવું જોઈએ. જેમ જેમ ધર્મકથાની આસક્તિ આવતી જશે, તેમ તેમ અર્થકથા આદિની આસક્તિ ભાગવાની અને આત્માની ઉત્તમતા પણ પ્રગટ્ય જવાની. આત્માની ઉત્તમતાને કેળવવાનો, અથવા તો કહો કે-આત્માની ઉત્તમતાને પ્રગટાવવાનો, એ એક અનુપમ માર્ગ છે કે-પોતે ધર્મકથામાં આસક્ત બનવાને માટે જ ઉદ્યમશીલ બની જવું. જ્યાં સુધી આત્મા ધર્મકથા સિવાયની બીજી બીજી કથાઓમાં આસક્તિવાળો બન્યો રહેશે, ત્યાં સુધી તેનામાં વાસ્તવિક કોટિની ઉત્તમતા આવવાની નથી.

**અર્થકથાની ભયંકરતા :**

આથી તો, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-અર્થકથા, એ દુર્ગતિના ગમન રૂપ જે કંદ, તે કંદને ખીલવવામા ઉદ્યત છે : અર્થાત્-અર્થકથાની આસક્તિ આત્માને ભયંકર પ્રકારની દુર્ગતિમાં ઘસડી જનારી છે. જે કથા દુર્ગતિગમન રૂપ કંદને ખીલવવામાં ઉદ્યત હોય, તે કથા આત્માને

સુગતિથી વંચિત રાખે, તે પણ સ્વાભાવિક જ છે : માટે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–અર્થકથા સુગતિની વૈરિણી છે : અને, સાથે જ કહે છે કે–અર્થકથા, એ પરમાર્થથી અનર્થોએ કરીને ભરેલી છે ! આથી સ્પષ્ટ છે કે–કોઈ પણ કલ્યાણકામી આત્મા, જો તે સુવિવેકી બન્યો હોય તો, આવા ભયંકર પ્રકારની અર્થકથામાં આસક્ત બનવાનું પસંદ કરે નહિ એટલું જ નહિ, પણ એનું ચાલે ત્યાં સુધી તો એ અર્થકથાના શ્રવણથી પણ દૂર રહે. કદાચ ન છૂટકે અર્થકથા કરવી કે સાંભળવી પડે, તોપણ એનો અન્તરાત્મા એને હેય જ માને અને એનાથી ક્યારે બચાય–એવી ભાવનાથી પણ તે વંચિત હોય નહિ.

**કામકથા પણ વિડમ્બના દેનારી :**

અર્થકથા પછી કામકથાને અંગે પણ કથાકાર પરમર્ષિએ ફરમાવ્યું કે–કામકથા, એ વિબુધ જનોથી ઉપહાસપાત્ર બનેલી કથા છે. પંડિતજનો કામકથા તરફ ઉપહાસદૃષ્ટિથી જોનારા હોય છે, એમ સુજ્ઞ જનો માને છે. વળી, કામકથા વિડમ્બના માત્રથી પ્રતિબદ્ધ થયેલી છે. કામકથાના યોગે, આ લોકમાં પણ વિડમ્બના ભોગવવી પડે છે અને પર-લોકમાં પણ વિડમ્બના ભોગવવી પડે છે. કામકથાની જોડે વિડમ્બના તો એવી રીતિએ સંકળાએલી છે કે–જે આત્મા કામકથાને શરણે જાય છે, તે આત્માને વિડમ્બના ભોગવવી જ પડે છે ! આથી જ કથાકાર પરમર્ષિએ ફરમાવ્યું કે-કામ-કથા, એ આ ભવમાં તથા પરભવમાં દુઃખોનું સંવર્ધન

કરનારી છે. કામકથામાં આસક્ત બનેલા આત્માનું આ ભવમાં પણ દુઃખ વધે છે અને પરભવમાં પણ દુઃખ વધે છે. એટલે, આવી કામકથામાં પણ, કોઈ પણ સુખનો અર્થી વિવેકી આત્મા, આસક્ત બનવાનું પસંદ કરે જ નહિ; એટલું જ નહિ,પણ એનાથી દૂર રહેવામાં જ શ્રેય માને, એ નિશ્ચિત છે.

**સંકીર્ણકથાની આસક્તિ પણ વખાણવા જેવી નથી:**

સંકીર્ણકથા, એ અર્થકથા અને કામકથા કરતાં જુદા જ પ્રકારની કથા છે. સંકીર્ણકથામાં જેમ અર્થકથાના અંશો હોય છે અને કામકથાના અંશો હોય છે, તેમ તેમાં ધર્મકથાના અંશો પણ હોય છે. અર્થકથાના અને કામકથાના અંશોની સાથે સંકળાએલા ધર્મકથાના અંશો પણ રૂચે, એટલા પૂરતી સંકીર્ણકથામાં આસક્ત બનનારા આત્માની ઉત્તમતા જરૂર છે: તેમ છતાં પણ, સંકીર્ણકથાની આસક્તિ વસ્તુતઃ વખાણવા જેવી છે, એમ કહી શકાય નહિ: કારણ કે-કથાકાર પરમર્ષિ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે કે-સંકીર્ણકથા, એ જેમ આશય વિશેષથી સુગતિની વાટ જેવી છે, તેમ આશય વિશેષથી દુર્ગતિની વાટ જેવી પણ છે. વળી, સંકીર્ણકથા જીવલોકના સ્વભાવના સંબંધમાં વિભ્રમને કરાવનારી છે: સકલ રસનાં ઝરણાંથી સંગત છે: અને, એમ હોવાથી વિવિધ ભાવોની ઉત્પત્તિમાં એ કારણ રૂપ છે. જે કથા આશય વિશેષથી દુર્ગતિની વાટ રૂપ પણ બની જાય છે, તેવી સંકીર્ણકથામાં પણ સુવિવેકી આત્માઓ આસક્ત બને નહિ. દુઃખ અને દુર્ગતિના પરમ કારણભૂત

એવી અર્થકથાનો અને કામકથાનો અમુક રીતિએ પણ સંકીર્ણકથામાં સમાવેશ તો છે જ, માટે એવી સંકીર્ણ કથામાં આસક્ત બનવું, એ પણ હિતાવહ નથી : કારણ કે-મોક્ષના અર્થિઓ માટે, એ કથા, પરમ આલંબનભૂત બની શકતી નથી.

### ધર્મકથામાં આસક્ત બનેલા આત્માઓ જ પોતાનું અને પરનું વાસ્તવિક કોટિનું ભલું સાધી શકે છે :

કલ્યાણના અર્થી આત્માઓએ, જ્યારે અર્થકથામાં પણ આસક્ત નહિ બનવું જોઈએ, કામકથામાં પણ આસક્ત નહિ બનવું જોઈએ અને સંકીર્ણકથામાં પણ આસક્ત નહિ બનવું જોઈએ, ત્યારે કયી કથામાં આસક્ત બનવું જોઈએ ? જ્ઞાનિઓ ફરમાવે છે કે-કલ્યાણના અર્થી આત્માઓએ ધર્મકથામાં જ આસક્ત બનવું જોઈએ. ધર્મકથાને અંગે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-સ્વર્ગની અને મોક્ષની ઉપર સમારોહણ કરવાને માટે, ધર્મકથા, એ વર્તિની સમી છે. સ્વર્ગે પહોંચવાને માટે અને મોક્ષે પહોંચવાને માટે, ધર્મકથાનું આલંબન જરૂરી છે. ઉંચે ચઢવાને માટે નિસરણી તો જોઈએ ને ? ચઢનાર તે આત્મા અને નિસરણી તે ધર્મકથા. એ નિસરણીનું જે આત્મા અવલંબન ગ્રહણ કરે, તે કાં તો સીધો મોક્ષે જાય અને સીધો મોક્ષે ન જાય તો વચ્ચે સ્વર્ગાદિમાં જાય, પણ પછીથીય મોક્ષને પામ્યા વિના તો એ રહે જ નહિ. આવી ધર્મકથા પંડિતજનોને માટે પ્રશંસાપાત્ર જ હોય, એ નિર્વિવાદ

વાત છે : અને એથી 'ધર્મકથા એ સર્વ કથાઓમા સુન્દર છે.'-એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ જેવું છે જ નહિ. આ ઉપરાન્ત, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-ધર્મકથા એ તો મહાપુરૂષો દ્વારા સેવાએલી કથા છે. ખરેખર, મહાપુરૂષો બીજા કોઈ પણ પ્રકારની કથાને નહિ સેવતા, માત્ર ધર્મકથાને જ સેવે છે. જે આત્મા ધર્મકથાને નહિ સેવતાં બીજી કથાઓને સેવે છે, તે દુનિયામા કદાચ મહાપુરૂષ તરીકે ઓળખાતો પણ હોય, તોય વસ્તુતઃ એ મહાપુરૂષ નથી. એવા આત્માઓ જો પોતાને ધર્મી અગર મહાન તરીકે ઓળખાવતા હોય અગર ઓળખાવવાને ઇચ્છતા હોય, તો તે મહા દંભી આત્માઓ છે અને જગતના ભદ્ર જીવોને માટે કારમા દુશ્મનો સમાન છે. જે મહાપુરૂષ હોય તે ધર્મકથાને જ સેવે, એ નિશ્ચિત વાત છે : કારણ કે-ધર્મકથાના સેવનમા જ મહત્તા છે અને એથી જ તે બીજા આત્માઓ ઉપર પણ ઉપકાર કરી શકે છે. ધર્મકથાથી પરવારી બેઠેલાઓ અને અર્થકથા, કામકથા અગર સંકીર્ણ-કથામા આસક્ત બનેલાઓ જો મહાપુરૂષ કહેવાતા હોય અગર કહેવડાવતા હોય, તો તેથી તેઓનું કે કોઈનું પણ કલ્યાણ તો નથી જ . પણ, તેથી તેઓનું અને બીજા ભદ્ર આત્માઓનું પણ અકલ્યાણ જરૂર છે.

### અધમ પ્રકારના આત્માઓની દશાની સાથે પોતાની દશાને સરખાવી જુઓ :

એ પણ સમજી લેવું જોઈએ કે-અર્થકથામાં અર્થની

જ ઉપાદેયતાને સિદ્ધ કરવામાં આવે છે. કામના ભોગે અને ધર્મના ભોગે પણ અર્થને મેળવવાની પ્રેરણા એમાં હોય છે. અર્થકથામાં આસક્ત બનેલા આત્માઓ, અર્થની જ પ્રાપ્તિમાં મશગુલ હોય છે અને એ માટે એટલે કે અર્થની પ્રાપ્તિ થાય એ માટે, ગમે તેવાં અકરણીય કાર્યોને વિષે પણ તેઓને આદર હોય છે. એવા આત્માઓ અધમ કોટિના પુરૂષો ગણાય, તેમા નવાઈ જેવું નથી. કથાકાર પરમર્ષિ પણ ફરમાવે છે કે–તે અધમ પુરૂષો અર્થકથામાં આસક્ત બને છે, કે જે અધમ પુરૂષોની મતિ ક્રોધ, માન, માયા અને લોભથી આચ્છાદિત થઈ ગયેલી હોય. એવા અધમ પુરૂષો, પરલોકના દર્શનથી પણ પરાઙ્મુખ હોય છે, આ લોકમાં જ પરમાર્થને દેખવાવાળા હોય છે, જીવોને વિષે અનુકમ્પાથી રહિત હોય છે અને તમોગુણી હોય છે. જે આત્માઓ તમોગુણી હોતા નથી, જે આત્માઓ જીવોને વિષે અનુકમ્પાથી રહિત હોતા નથી, જે આત્માઓ આ લોકમાં જ પરમાર્થને દેખવાવાળા હોતા નથી, જે આત્માઓ પરલોકના દર્શનથી પરાઙ્મુખ હોતા નથી અને જે આત્મા-ઓની મતિ ક્રોધ, માન, માયા તથા લોભથી આચ્છાદિત થઈ ગયેલી હોતી નથી, તે આત્માઓ કેવળ અર્થકથામાં જ આસક્ત બને, એવું બનતું નથી. આથી સિદ્ધ થાય છે કે–અર્થકથાની આસક્તિ એવી ભયંકર છે કે–એ કષાયોથી મતિને આચ્છાદિત કરી દે છે, પરલોકને ભૂલાવે છે, આ લોકમાં જ પરમાર્થ મનાવે છે અને જીવોને વિષે નિર્દય

બનાવે છે. જે આત્માઓ પોતાના આત્માની આવી દુર્દશા થાય એમ ન ઇચ્છતા હોય, તે આત્માઓએ અર્થકથાની આસક્તિથી દૂર જ રહેવું જોઈએ. કેમ કે–જ્ઞાનિઓની આજ્ઞા મુજબ કથાકાર પરમર્ષિ પણ ફરમાવે છે કે–જે આત્માઓ અર્થકથામાં આસક્ત બનેલા છે તે અધમ પુરૂષો છે દરેકે પોતે પોતાના આત્માની સાથે વિચારી લેવું જોઈએ કે–આપણા આત્માની આ જાતિની અધમ દશા છે કે નહિ? આપણી મતિ કષાયોથી આચ્છાદિત થયેલી છે કે આપણામાં વિવેકની માત્રા છે? આપણે પરલોકના દર્શનની પરાઙ્મુખ છીએ કે પરલોક આપણને યાદ છે? આપણે આ લોકમાં જ પરમાર્થને માનીએ છીએ કે પરલોક, પુણ્ય, પાપ વગેરેને માનીએ છીએ? અને, આપણે જીવોને વિષે નિર્દય છીએ કે કોઈ પણ પ્રકારની હિંસા આપણને ખટકે છે? આ જાતિના વિચારો કરવા જોઈએ અને પોતે અર્થ–કથામાં આસક્ત છે કે નહિ–તે તપાસવું જોઈએ. એટલું જ નહિ, પણ ભવિષ્યમાંય આવી અધમ દશા આવી જવા પામે નહિ, એ માટે અર્થકથાથી જેમ બને તેમ દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ · કારણ કે–અર્થકથાની આસક્તિ, એ મહા ભૂંડી આસક્તિ છે.

### સામાન્ય પ્રકારના મધ્યમ આત્માઓની દશાને અને પોતાની દશાને વિચારી જુઓ :

અર્થકથામાં જેમ અર્થની ઉપાદેયતાને સિદ્ધ કરવામાં આવે, તેમ કામકથામાં કામની ઉપાદેયતાને સિદ્ધ કરવામાં

આવે, તે સ્વાભાવિક છે. કામકથા કરતાં પણ અર્થકથા વધારે ભૂંડી છે, માટે કથાકાર પરમર્ષિએ અર્થકથામાં આસક્ત બનેલા આત્માઓને તમોગુણી અધમ પુરૂષો તરીકે ઓળખાવ્યા છે, જ્યારે કામકથામાં આસક્ત બનેલા આત્માઓને રજોગુણી અને બહુ સામાન્ય પ્રકારના મધ્યમ પુરૂષો તરીકે ઓળખાવ્યા છે. તેમ છતાં પણ, કામકથામાં આસક્ત બનનારા આત્માઓની હાલત પણ ઘણી જ દયાપાત્ર બનેલી હોય છે : કારણ કે–તે આત્માઓનું મન શબ્દાદિ વિષયો રૂપ વિષથી મોહિત થયેલું હોય છે, તે આત્માઓ શત્રુ રૂપ ઇન્દ્રિયોને અનુકૂળપણે વર્તનારા હોય છે, તે આત્માઓની આન્તર દશા પરમાર્થના માર્ગથી અભાવિત હોય છે અને તે આત્માઓ 'આ સુન્દર તથા આ અતિ સુન્દર.'–એ પ્રમાણેની વિકલ્પમય વૃત્તિથી સુન્દર અને અસુન્દર પદાર્થોમાં અવિનિશ્ચિત મતિવાળા હોય છે ! અહીં પણ, દરેકે પોતે, પોતાના આત્માની સાથે એ વિચારી લેવું જોઈએ કે–આપણું મન શબ્દાદિ વિષયોથી મોહિત થયેલું છે કે નહિ ? શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં જ આપણું મન લીન બનેલુ છે કે નહિ ? સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય–એ પાંચ ઇન્દ્રિયોને અનુકૂળપણે જ આપણે વર્તીએ છીએ કે એનાથી પ્રતિકૂળપણે વર્તીને એ પાંચેય ઇન્દ્રિયો ઉપર કાબૂ મેળવવાને આપણે મથીએ છીએ ? પરમાર્થના માર્ગથી આપણે અભાવિત દશાવાળા છીએ કે ભાવિત દશાવાળા છીએ ? તેમ જ, આપણે પૌદ્-

ગલિક પદાર્થોમાં 'આ સુન્દર અને તે અતિ સુન્દર.'–એવા વિકલ્પોથી અવિનિશ્ચિત મતિવાળા છીએ કે વસ્તુતઃ તો સુન્દર એક શુદ્ધાત્મા જ છે, એવી મતિને ધરનારા આપણે છીએ ? આવા આવા વિચાર કરીને, આપણી જો સામાન્ય પ્રકારની મધ્યમ દશા હોય તો પણ તેને તજવાને માટે, આપણે કામકથાના શ્રવણાદિથી દૂર રહેવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ.

## જે કથા ઇન્દ્રિયોની સ્વચ્છન્દતાને પોષે અને ઉત્તેજે, તેને કામકથા કહેવાય :

કામકથાના સંબંધમાં, એ વાત પણ સમજી લેવી જોઇએ કે–કામકથા એટલે માત્ર મૈથુનકથા જ, એમ નથી. પાંચેય ઈન્દ્રિયોની સ્વચ્છન્દતાને પોષનારી અને પાચેય ઇન્દ્રિયોની લોલુપતાને વધારનારી જે કથા, એ કામકથા છે સ્પર્શનેન્દ્રિયની સ્વચ્છન્દતાને પોષે અને ઉત્તેજે, એ પણ કામકથા છે : રસનેન્દ્રિયની લોલુપતાને પોષે અને વધારે, એ પણ કામકથા છે· ઘ્રાણેન્દ્રિયની લોલુપતાને પોષે અને વધારે, એ પણ કામકથા છે· ચક્ષુરિન્દ્રિયની લોલુપતાને પોષે અને ઉત્તેજે, એ પણ કામકથા છે· તેમ જ, શ્રોત્રેન્દ્રિયની લોલુપતાને પોષે અને ઉત્તેજે, એ પણ કામકથા છે. સ્પર્શનેન્દ્રિય આદિ પાચેય ઇન્દ્રિયોના જે શબ્દાદિ વિષયો છે, તે વિષ જેવા છે અને જે કથા એ વિષ જેવા વિષયોથી મનને મોહિત કરે, તે કામકથા છે. જે આત્માઓ રજોગુણને ધરનારાઓ છે, તે આત્માઓને કામકથામાં આ-

સક્ત બનતાં વાર લાગતી નથી, માટે પ્રકૃતિમાંથી રજો-મયતા દૂર થાય અને સાત્ત્વિકતા વધે તેવા પ્રયત્નો કરવા જોઈએ, કે જેથી આત્મા આ ભવની અને પરભવની પણ વિડમ્બનાથી બચી શકે.

**ઉત્તમ પ્રકારના મધ્યમ આત્માઓની દશા :**

હવે સંકીર્ણકથામા શું હોય છે? સંકીર્ણકથામાં અર્થની પણ ઉપાદેયતાને સિદ્ધ કરવામા આવી હોય છે, કામની પણ ઉપાદેયતાને સિદ્ધ કરવામાં આવી હોય છે અને સાથે સાથે ધર્મની પણ ઉપાદેયતાને સિદ્ધ કરવામા આવી હોય છે આથી જ, એ કથામા જે આત્માઓ આસક્ત બને છે, તે આત્માઓને અંગે કહેવાયું કે-તે આત્માઓ કાઇક પણ સુન્દ-રતાવાળા હોય, અને, ઉભય લોકની અપેક્ષાવાળા પણ હોય. વળી, તેઓ વ્યવહાર નયના મતે કુશળ હોય, ક્ષુદ્ર ભોગો પ્રતિ અબહુમાની હોય અને ઉદાર ભોગોમા અવિતૃષ્ણ હોય. આવા આત્માઓમા એટલી ઉચ્ચતા હોવા છતા પણ, તે આત્માઓ પરમાર્થથી સારભૂત એવા વિજ્ઞાને કરીને રહિત હોય છે કારણ કે–પરમાર્થથી સારભૂત એવા વિજ્ઞાને કરીને જો રહિત ન હોય, તો એ આત્માઓમાં જેમ ધર્મની ઉપાદેયતાની માન્યના હોય છે, તેમ જે અર્થ–કામની ઉપાદેયતાની પણ માન્યતા હોય છે તે હોય નહિ, પણ તેઓ અર્થ–કામને હેય માનનારા હોય. વાત એ છે કે–એ રીતિએ પણ તે આત્માઓના અન્તરમાં ધર્મની ઉપાદેયતા લાગી, એ એક શુભ ચિહ્ન છે. અર્થ–કામની ઉપાદેયતાની

માન્યતામાં, એટલું તો ભંગાણ પડયું ને? એના યોગે, તેઓ, પરલોકની અપેક્ષાવાળા પણ બન્યા ને? આથી, તેવા કાંઈક સાત્ત્વિક વૃત્તિને ધરનારા આત્માઓ, ઉત્તમ પ્રકારના મધ્યમ કોટિના પુરૂષોમાં ગણાય છે. તેઓ એકલી જ અર્થ-કથામાં અગર તો એકલી જ કામકથામાં રક્ત બને, એવું બની શકતું નથી.

### ઉત્તમ આત્માઓની ઉત્તમ દશા·

જે આત્માઓ અર્થકથામાં પણ આસક્ત બનતા નથી, કામકથામા પણ આસક્ત બનતા નથી અને સંકીર્ણકથામાં પણ આસક્ત બનતા નથી, તે આત્માઓ ધર્મકથામાં આસક્ત બને છે અને તેઓ ઉત્તમ જ હોય તે સ્વાભાવિક છે: કારણ કે-તેઓ જન્મ, જરા અને મરણથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યને ધરનારા હોય છે: જન્માન્તરમાં તેઓની મતિ પુણ્યથી ભાવિત થયેલી હોય છે: કામભોગોથી તેઓ નિ-ર્વેદને પામેલા હોય છે: પાપના લેપથી તેઓ મુક્તપ્રાયઃ હોય છે: મોક્ષનો માર્ગ તેમને ગમતો હોય છે અને એથી તેનો તેમને શક્ય અભ્યાસ પણ હોય છે. એવા આત્માઓ થોડા જ કાળમાં મુક્તિએ જનારા હોય, એમાં પણ આશ્ચર્ય પામવા જેવું છે જ શું? તેવા ઉત્તમ આત્માઓ સાત્ત્વિક વૃત્તિવાળા ન હોય, એમ પણ બને નહિ.

### કથાશ્રવણ લેખે ક્યારે લાગે?

હવે આપણે વિચારવું એ જોઈએ કે-આપણો આત્મા કયી કક્ષામાં મૂકાય તેવો છે? પહેલા બે પ્રકારો ઘોર

મિથ્યાત્વવાળી દશાને સૂચવે છે : ત્રીજો પ્રકાર માર્ગાનુસારી આત્માની દશાને સૂચવે છે : અને, ચોથો પ્રકાર સમ્યગ્દૃષ્ટિ આત્માની દશાને જણાવે છે, એમ વિવેકપૂર્વક વિચારતાં સમજી શકાય તેવું છે. શ્રોતાઓ સામાન્યતઃ ચાર પ્રકારના હોય : અધમ, બે પ્રકારના મધ્યમ અને ઉત્તમ. આ સ્વરૂપને જાણીને, આપણે આપણી આત્મદશાનો ક્યાસ કાઢવો જોઈએ. આપણો આત્મા કયી કથામાં રંગાય છે, એ નક્કી કરવું જોઈએ. આ કથાશ્રવણને લેખે લાગવા દેવું હોય, તો સાથે સાથે પોતાની સ્થિતિનો પણ વિચાર કરનારા બનો. એ માટે જ, આ વસ્તુને આટલી સ્પષ્ટ કરવામાં આવી છે. ઉત્તમતા ન હોય તોય ઉત્તમતા આવે, એ માટેનો આ પ્રયત્ન છે. અધમતા ટળે અને ઉત્તમતા ખૂબ ખૂબ વધે, તો આપણને આ બધી ઉત્તમ ઉત્તમ સામગ્રીની જે પ્રાપ્તિ થઈ ગઈ છે, તે ફળી કહેવાય. જન્મ્યા, ભોગમાં જીવ્યા અને મર્યા–એમ જીવન ખલાસ થઈ ગયું, તો આ બધી વસ્તુઓનો ખ્યાલ આવે એવી સામગ્રી ફરીથી ક્યારે પ્રાપ્ત થશે, એનોય વિચાર આવે છે કે નહિ ? માટે, જ્ઞાનિઓ ફરમાવે છે કે–કલ્યાણના અભિલાષી આત્માએ, બીજી કોઈ કથામાં આસક્ત નહિ બનતાં, ધર્મકથામાં જ આસક્ત બનવું જોઈએ.

❂

## (૫) ધર્મશાસ્ત્રકાર મહાત્માઓએ વર્ણવેલા ધર્મના મહિમાનો નિર્દેશ કરીને, સમજાવવામાં આવેલું ધર્મકથાનું મહત્ત્વ !

### પ્રસ્તુત કથાની કથાવસ્તુનો અને કથાપ્રકારનો સ્ફોટ તથા અભિધેયનું સ્પષ્ટ પ્રતિપાદન :

આ રીતિએ, ચાર પ્રકારની કથાઓની આસક્તિ કેવું કેવું પરિણામ લાવે છે તેને અને તે તે કથાઓમાં આસક્ત બનનારા આત્માઓ કેવા કેવા હોય છે તેને–એ વસ્તુને સુન્દર રીતિએ સમજાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ, એ વસ્તુને પણ સ્પષ્ટ કરે છે કે–પોતે જે કથા કહેનાર છે, તે કથાની કથાવસ્તુ કયા પ્રકારની છે તેમ જ એ કથા પણ કયા પ્રકારની છે ! આ વસ્તુને જણાવવાને માટે જ, પરમ ઉપકારી એવા કથાકાર પરમર્ષિએ કથાવસ્તુના પ્રકારોને, કથાના પ્રકારોને અને શ્રોતાઓના પ્રકારોને વર્ણવ્યા–એમ સહેજે સમજી શકાય તેમ છે હવે કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

" तओ अह पि दयाणि दिव्व-माणुसवत्थुगयं धम्मकहं चेव कित्तइस्सामि।"

એટલે કે–જે કારણથી આસન્નસિદ્ધિક સાત્ત્વિક પ્રકૃતિવાળા ઉત્તમ આત્માઓ કેવળ ધર્મકથામાં જ આસક્ત

બને છે, તે કારણથી હું પણ હમણાં દેવચરિત્ર અને મનુષ્યચરિત્રથી સહિત એવી ધર્મકથાને જ કહીશ I અર્થાત્–કથાકાર પરમર્ષિ જે કથાને કહેવાના છે તે ધર્મકથા જ છે અને તે કથાની વસ્તુ દેવ સંબંધીની પણ છે તથા મનુષ્ય સંબંધીની પણ છે. આ ઉપરથી એ પણ સમજી શકાય તેમ છે કે–સ્વપરના ઉપકારમાં રક્ત બનેલા મહાનુભાવો જો કથા કહે તો તે ધર્મકથા જ કહે, પણ બીજી કોઈ કથા કહે નહિ : કારણ કે–એક ધર્મકથા જ એવી કથા છે કે–જેના યોગે ધર્મબુદ્ધિથી કહેનારનું અને ધર્મબુદ્ધિથી સાંભળનારનું નિયમા કલ્યાણ થાય છે. ભગવાન શ્રી જિનેદેવોએ ફરમાવેલા માર્ગના મર્મને જાણનારા અને સ્વ–પરના ઉપકારમાં રક્ત બનેલા પુણ્યપુરૂષો બીજી પણ કથા કહે છે–એમ જો કદાચ લાગે, તો પણ માનવું જોઇએ કે–એમ કરવાનો પણ એમનો હેતુ ધર્મ જ હોય. જો ધર્મનો હેતુ ન જ હોય, તો માનવું પડે કે–તેઓ પોતાની સ્વ-પરઉપકારકતાને ભૂલ્યા છે.

ધર્મશાસ્ત્રકારોના હવાલો :

હવે જ્યારે કથાકાર પરમર્ષિ પોતે ધર્મકથાને જ કહેવાના છે, તો તે પહેલાં તેઓ ધર્મનો મહિમા પણ વર્ણવે તે સ્વાભાવિક છે. ધર્મના મહિમાને વર્ણવવાનો આ પ્રસંગ છે; અને એથી, કથાકાર પરમર્ષિએ અત્રે હવે ધર્મના મહિમાને પણ વર્ણવ્યો છે. અત્રે ખાસ ધ્યાન ખેંચે એવી જે વાત છે, તે એ છે કે–આવા સમર્થ પણ મહાપુરૂષે

ધર્મના મહિમાને વર્ણવતાં, પરમ ઉપકારી ધર્મશાસ્ત્રકાર મહાનુભાવોનો આપણને હવાલો આપ્યો છે. કથાકાર પરમર્ષિ એમ ફરમાવે છે કે-એક ધર્મ જ સુખદાયી છે, એમ જે હું કહું છું, તે માત્ર મારી મતિકલ્પનાથી નથી કહેતો, પણ પરમ ઉપકારી એવા ધર્મશાસ્ત્રકારોએ પણ એમ જ ફરમાવેલુ છે. આ વસ્તુને વર્ણવતા, કથાકાર પરમર્ષિએ, સાચા ધર્મશાસ્ત્રકારો કેવા હોય છે-એનો પણ ટૂંકમા ખ્યાલ આપ્યો છે. તેઓ ફરમાવે છે કે-

**"भणिय च अकयपरोवयारनिरएहिं, उवलद्धपरमपय मग्गेहिं, समतिण मणि-मुत्त-लेट्टु-कंचणेहिं, सासयसिव-सोक्खबद्धरागेहिं धम्मसत्थयारेहिं :-"**

પહેલાં એમ કહ્યુ કે-હું ધર્મકથાને જ કહીશ. તે પછીથી કહે છે કે-'અને કોઈએ ઉપકાર ન કર્યો હોય તે છતાં પણ પરનો ઉપકાર કરવામાં એકાતે રક્ત: પરમ પદના માર્ગને પામેલા: તૃણ, મણિ, મોતી, માટીનું ઢેફું તથા સુવર્ણને વિષે સમાન વૃત્તિને ધરનારા તથા, શાશ્વત શિવસુખમાં બદ્ધ રાગવાળા: એવા ધર્મશાસ્ત્રકારોએ ફરમાવ્યું છે કે-'

**વચનથી ન મુઝાઓ પણ વ્યક્તિ વિશ્વાસપાત્ર છે કે નહિ-તે જુઓ :**

પોતે ધર્મનો મહિમા વર્ણવે છે-એમાં ધર્મશાસ્ત્રકારોના કથનનો આધાર આપીને એમ બનાવવા માંગે છે કે-એ પુણ્યપુરૂષોનું કહેલુ હું કહું છું. જે વસ્તુ કહેવાની છે, તેના ઉપર આ રીતિએ મહોર મારે છે. આ વસ્તુ સૂચવે

છે કે-માત્ર વચનમાં ન મુઝાવ, પણ વ્યક્તિને પિછાનો. વચન વિશ્વાસે પુરૂષવિશ્વાસ એમ નહિ, પણ પુરૂષવિશ્વાસે વચનવિશ્વાસ. ધર્મશાસ્ત્ર એ એક વચનસમૂહ છે અને ધર્મશાસ્ત્રકાર એ પુરૂષ છે. શાસ્ત્રકાર કીમતી લાગે, તો જ એમનાં વચનોને પ્રમાણિક મનાય. શાસ્ત્રકારના વિશ્વાસે શાસ્ત્રવચનનો વિશ્વાસ કરાય. શાસ્ત્રકાર કીમતી હોય તો એમનાં વચનોને ખૂબ વાંચવાં, નહિ તો એને અજ્ઞાનોએ હાથ પણ લગાડવો નહિ. દુનિયામાં કહેવાય છે કે-હીરા-મોતીના પરીક્ષક ભલે આકર આદિમાં આથડે, પણ બીજાએ ઝવેરી પાસે જવું જોઈએ. અજ્ઞાન જો આકર આદિમાં ભટકીને હીરા શોધવાને જાય, તો હીરા વગેરે રહી જાય અને કાચ વગેરેને ઉપાડી લાવે, એ બનવું સુસંભવિતત છે. એ રીતિએ, અજ્ઞાનોએ, પ્રતીતિવાળા નહિ એવાનું કોઈ પણ શાસ્ત્ર હાથમાં લેવું નહિ. જાણકાર હશે તે તો એમાંથી પણ જરૂરી લેશે, જ્યારે અજાણ હશે તે એમાં અટવાઈ જશે : માટે, કોઈનાય વચન ઉપર વિશ્વાસ કરતાં પહેલાં, એ વચન કહેનાર વ્યક્તિ વિશ્વાસપાત્ર છે કે નહિ, એ તો અવશ્ય જોઈ લેવું જોઈએ.

**પરીક્ષા અને સાવચેતી :**

વ્યવહારમાં આ નિયમ લગભગ બધા જાળવે છે. રુપિયા ધીરતાં કે વ્યાપારનો સંબંધ બાંધતાં માત્ર સામાનાં વચનો જ જોવાતાં નથી; પણ એની શાખ વગેરે પણ જોવાય છે. તેમ, ધર્મમાં પણ ગમે તેના વચનમાં નહિ

દોરવાતાં, વ્યક્તિના પરીક્ષક બનવું જોઈએ. વ્યવહારમાં કદી ગફલત થઈ જાય છે, તો વધારે સાવચેતી રાખો છો ને ? તેમ, અહીં પણ કરવું જોઈએ. ધર્મની જરૂર હોય, તો સાવ અજાણ્યા રહેવાની વૃત્તિને કાઢવી જ પડશે. એક ભવના કલ્યાણને માટે પરીક્ષા અને સાવચેતી જરૂરી હોય, તો ભવોભવના કલ્યાણને માટે અથવા તો કહો કે-ભવ-પરંપરાનો નાશ કરવાને માટે જે માર્ગને ગ્રહણ કરવો હોય, તેમાં પરીક્ષા અને સાવચેતીની જરૂર ન હોય ? જરૂર હોવી જ જોઈએ. જો આવી જરૂરી પરીક્ષા અને સાવચેતી આવી જાય, તો આજે જે ગમે તેવાનાં વચનોથી મુઝવણમાં પડી જવાય છે, તેવું ન બને.

ભણતર સાથે શું વધવું જોઈએ ?

કોઈ પણ બાબત આવે, એટલે ઝટ વિચારવું કે આના કહેનારા કોણ છે ? શ્રી વીતરાગ પરમાત્માનો અનુયાયી છે કે નહિ ? શ્રી વીતરાગ પરમાત્માના સાચા અનુયાયી તે છે, કે જે એના કહેલા માર્ગને વિષે જ શ્રદ્ધાળુ હોય, યથાશક્ય એ માર્ગના પાલક હોય અને શક્તિના સદ્‌ભાવે એના પ્રચારક પણ હોય. શ્રી વીતરાગ પરમાત્માના માર્ગને વિષે જે શ્રદ્ધાળુ ન હોય, શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલા માર્ગને જે શક્તિ મુજબ પાળતો પણ ન હોય અને એના કહેલા માર્ગથી જે વિપરીત બોલતો હોય, એવાના વચનને વાચવું કે સાભળવું નહિ, એ કલ્યાણકામી બાળ જીવોને માટે બહુ જરૂરી છે. આજે તો જેનાં-તેનાં લખેલાં પુસ્તકોને

વાંચવાનો મેનિયા ચાલ્યો છે: અને એથી કારમું અજ્ઞાન વધ્યું છે. આજનું ભણતર મોટે ભાગે ઊંધું છે. આજના ભણાવનારા મોટે ભાગે ઊંધા ધ્યેયવાળા છે. આજનું સાહિત્ય મોટે ભાગે ઉન્માર્ગે દોરનારૂં છે. નહિતર, માણસ જેમ જેમ ભણે, તેમ તેમ નમ્ર, વિવેકી અને સદાચારી બને; જ્યારે આજે મોટે ભાગે જેમ ભણતર વધે તેમ અનમ્રતા વધે, અવિવેક વધે, સદાચાર જતો થાય અને દુરાચાર આવતો જાય, એ દશા છે. કણેક કેળવાએલી કયી કહેવાય? વણે તેમ વણાય તે! વણતા તૂટી ન જાય તે! વણતાં તૂટી જાય તો બાઈઓ કણેકને ફરી ટૂંપે! તેમ, કેળવાએલા તે કહેવાય, કે જે નમ્ર, વિવેકી અને સદાચારી હોય!

ધર્મશાસ્ત્રકાર બનવા માટે જોઈતી યોગ્યતાઓ:

અહીં કથાકાર પરમર્ષિ સ્પષ્ટ કરે છે કે-કેવા ગુણવાળા ધર્મશાસ્ત્રકારોના વચનને પ્રમાણભૂત મનાય? એ માટે પહેલું વિશેષણ એ આપે છે કે-બીજાએ વગર કર્યે પણ જેઓ પરનો ઉપકાર કરવામાં રક્ત હોય! એણે મારૂં કર્યું, એ માટે જ હું એનું કરૂં-એવા પ્રકારે ઉપકાર કરનાર, એમ નહિ; પણ જેણે એમના ઉપર કદી પણ કશો પણ ઉપકાર કર્યો જ નથી, એવા ઉપર પણ ઉપકાર કરનાર! ધર્મશાસ્ત્રકાર એટલે સૌનું ભલું થાવ, એ ભાવનાથી ભરેલા! સ્નેહી-સંબંધી આદિ ઉપર જ નહિ, પણ દુનિયાના પ્રાણી માત્ર ઉપર ઉપકાર કરવાની ભાવનાવાળા જે હોય, તે ધર્મશાસ્ત્રકાર બનવાને લાયક. ધર્મશાસ્ત્રકારનો આ પહેલો ગુણ છે.

હવે ઉપકારની ભાવના હોય, પણ તેઓ જો સાચા ઉપકારના વાસ્તવિક કોટિના માર્ગને પામેલા ન હોય, તો તેઓ શું કરે ? અથવા, શું કરી શકે ? માટે, બીજું વિ-શેષણ એ મૂકયું કે–પરમ પદના માર્ગને પામેલા. સ્વયં મોક્ષમાર્ગથી અન્તણુ હોઇને સંસારમાર્ગમા ભટકનાર નહિ, પણ મોક્ષમાર્ગના જાણનાર–મોક્ષમાર્ગને પામેલા ! મોક્ષ-માર્ગના સંબન્ધમાં જેમને સમ્યગ્જ્ઞાન છે એવા અને જેમનું ચારિત્ર પણ એ જ્ઞાનને અનુસરતું છે, એવા ! એટલે, શ્રદ્ધા વિનાના કોરા જ્ઞાની પણ નહિ અને કોરા જ્ઞાનમાં મસ્ત બનીને ચારિત્રની ઉપેક્ષા કરનારા પણ નહિ !

હવે મોક્ષમાર્ગને પામેલા છે, એની પ્રતીતિ શી ? એને માટે ત્રીજું વિશેષણ એ મૂકયું કે–તૃણ હોય કે મણિ–મોતી હોય અગર માટીનું ઢેફું હોય કે સુવર્ણ હોય, પણ એ બધામા સમદૃષ્ટિવાળા ! સમદૃષ્ટિવાળા એટલે તે તે પદાર્થોની કિંમતને અને તે તે પદાર્થોના સ્વરૂપને નહિ જાણનારા એમ નહિ : કિંમત, સ્વરૂપ વગેરેને જાણે : માટીને સોનું ન માને અને તૃણને મણિ ન માને : પણ એ તૃણ હોય કે મણિ હોય, બધે એમની વૃત્તિ સમાન હોય. એ સંબંધી રાગ અને દ્વેષનો જે ભાવ, તે ભાવને જેમણે પોતાના હૈયામાંથી કાઢી નાંખ્યો છે, એવા એ હોય !

આમ તૃણ વગેરે પદાર્થોમાં એ સમાનવૃત્તિવાળા હોય, તો પછી એમનો રાગ શામાં હોય ? એ માટે ચોથું વિશેષણ એ મૂકયું કે–શાશ્વત એવા શિવસુખમાં જેમનો રાગ

બંધાએલો છે એવા ! સંસારના સુખનો રાગ એમને ન હોય. જેમને સંસારસુખને વિષે રાગ હોય, તેઓ મુક્તિમાર્ગને યથાસ્થિતપણે બતાવી શકે નહિ. અવસરે, એવા આત્માઓ તો, પોતાની સાથે બીજા આત્માઓને પણ ડૂબાવે.

યોગ્યતા નહિ તે તરનાર-તારનાર નહિ :

આ ઉપરથી સ્પષ્ટપણે સમજી શકાય તેમ છે કે-ધર્મશાસ્ત્રકાર ધર્મના શ્રદ્ધાળુ જ્ઞાતા પણ જોઈએ અને ધર્મના કર્તા પણ જોઈએ ધર્મશાસ્ત્રકાર નિઃસ્પૃહ પણ જોઈએ અને નિર્વેદને પામેલા પણ જોઈએ. એ બધી યોગ્યતાઓ વિના જ જે ધર્મશાસ્ત્રકાર બની બેસે, તે તરનાર અને તારનાર બનવાને બદલે, કદાચ ડૂબનાર અને ડૂબાવનાર બને જરૂરી યોગ્યતા વિનાના આત્માઓ જો ધર્મશાસ્ત્રકાર બને અને દુનિયા એવાઓનાં કથનોમાં મુઝાય, તો સમજી લેવું કે-જગતનું ભાવિ ઉજળું લાગતું નથી, પણ કાળું લાગે છે.

મોક્ષના રાગ રૂપી ઔષધિની બક્ષીસ કરનારા :

ધર્મશાસ્ત્રકાર એટલે બીજાએ પોતાના ઉપર ઉપકાર કર્યો છે કે નહિ-તેની અપેક્ષા વિનાના, નિઃસ્પૃહ, મોક્ષ-માર્ગને જાણનારા અને એ માર્ગે જીવનારા. પૌદ્‌ગલિક પદાર્થો પ્રત્યે સમવૃત્તિવાળા બનેલા અને એક શિવસુખમાં જ બદ્ધરાગ બનેલા ! જે શિવસુખમાં જ બદ્ધ રાગવાળા ન હોય, શિવસુખનો અપ્રતિહત એવો રાગ જેમનામાં ન હોય, તે સંસારસુખમાં લોભાયા વિના રહે ? અને, એવા રાગિ-ઓ બીજા આત્માઓના સંસારરાગને છોડાવી શકે ? કહેવું

જ પડે કે-નહિ. આથી સ્પષ્ટ છે કે-ધર્મશાસ્ત્રકાર સંસારરના રાગના વૈરી હોય. વૈદ્યની દવા જેમ રોગને નાબૂદ કરે, તેમ ધર્મશાસ્ત્રકારનું વચન પુણ્યાત્માઓના સંસારરાગ રૂપ રોગને નાબૂદ કરે અને શિવસુખના રાગ રૂપ ઔષધની બક્ષીસ કરે.

## મુનિઓને સૂચન :

મોક્ષમાર્ગને પમાડવાના ઉપકારની ભાવનાવાળાઓએ, આજે પણ આ ગુણો જ કેળવવા જરૂરી છે. મુનિઓએ પણ આથી સમજી લેવાનું છે કે-તેઓએ બીજાએ વગર કર્યે પણ પરનો ઉપકાર કરવામાં રક્ત બનવું જોઈએ; નિઃસ્પૃહતા કેળવવી જોઈએ; મોક્ષમાર્ગના જ્ઞાતા તથા યાત્રી બનવું જોઈએ; પૌદ્ગલિક પદાર્થોમાં સમવૃત્તિવાળા બનવું જોઈએ અને શિવસુખમાં બદ્ધરાગી થવું જોઈએ. આવા મુનિવરો પોતાના આત્માનું જેમ ઉત્તમ પ્રકારે કલ્યાણ સાધી શકે છે, તેમ બીજા પણ આત્માઓના ભાવવૈદ્ય બની શકે છે, અને એ રીતિએ, તેઓ પ્રભુશાસનના મુનિપણાની પ્રાપ્તિને સફળ અને યશસ્વી બનાવી શકે છે.

## ઉપકારિઓની ટૂંકી વાતોમાં પણ ઉત્તમ ભાવ :

હવે કોઈએ ઉપકાર ન કર્યો હોય તો પણ પરનો ઉપકાર કરવામાં રક્ત, પરમ પદના માર્ગને પામેલા, પૌદ્-ગલિક કીમતી કે અકીમતી પદાર્થો પ્રત્યે સમવૃત્તિવાળા અને શાશ્વત શિવસુખમાં બદ્ધરાગ બનેલા ધર્મશાસ્ત્રકારો શું ફરમાવે છે, તે વિચારીએ. ધર્મશાસ્ત્રકારોના સ્વરૂપને જે આત્માઓ બરાબર સમજી લે, તેઓ જરૂર કલ્પના

કરી શકે કે–ધર્મશાસ્ત્રકારો શું ફરમાવે અને શું ન ફરમાવે. બુદ્ધિનો સદુપયોગ કરાય અને લઘુકર્મિતા હોય, તો ટૂંકી વાતમાંથી પણ ઘણી વસ્તુનો ખ્યાલ મેળવી શકાય. પણ આજે તો ઘણાઓ કહે છે કે–ફુરસદ જ ક્યાં છે? વ્યવહારનું જાણવા–સમજવાને માટે જેટલાં વર્ષો કાઢ્યાં, તેટલા મહિના પણ ધર્મને જાણવાને માટે કાઢવાનું આકરું લાગે છે: નહિ તો, ઉપકારિઓએ ટૂંકી ટૂંકી વાતોમાં પણ જે ઉત્તમ ઉત્તમ ભાવો ભર્યા છે, તેનો ખ્યાલ જરૂર આવે.

ધર્મશાસ્ત્રકારોનું અને કથાકારશ્રીનું કથન:

અહીં એવા પ્રકારના ધર્મશાસ્ત્રકારોના કથનની સાથે કથાકાર પરમર્ષિઓ પોતે જે કથા કહેવાના છે તે કથાને અંગે પણ ટૂંકો નિર્દેશ કર્યો છે. ધર્મના ફળ આદિ એ બાબતોનું વર્ણન કરતાં, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે—

धम्मेण कुलपसूई, धम्मेण य दिव्वरूवसंपत्ती ।
धम्मेण धणसमिद्धी, धम्मेण सुवित्थडा कित्ती ॥१॥
धम्मो मंगलमउलं, ओसहमउलं च सव्वदुक्खाणं ।
धम्मो बलमवि विउलं, धम्मो ताणं च सरणं च ॥२॥
किं जंपिएण बहुणा? जं जं दीसइ समत्थजियलोए ।
इन्दिय-मणाभिरामं, तं तं धम्मफलं सव्वं ॥३॥
भीमम्मि मरणकाले, मोत्तूणं दुक्खसंविढत्तं पि ।
अत्थं देहं सयणं, धम्मो च्चिय होइ सुसहाओ ॥४॥
पावेइ य सुरलोयं, तत्तो वि सुमाणुसत्तणं धम्मो ।
तओ दुक्खविमोक्खं, सासयसोक्खं लहुं मोक्खं ।५॥

तं कुणइ जाणमाणो, जाणइ य सुणेइ जो उ मज्झत्थो।
कुसलो य धम्मियाओ, कहाउ सव्वन्नुभणियाओ ॥६॥

ता पढमं धम्मगुणं, पडुच्च चरियं अहं पवक्खामि।
आराहगे-यरायणं, गुणदोसविभावगं परमं ॥७॥

नवपुव्वभवनिवद्धं, संवेगकरं च भवसत्ताणं।
चरियं समराइच्चस्स, इवन्तिरन्नो सुणह वोच्छं ॥८॥

पत्थ वहया उ भवा, दोण्ह वि उवओगिणो न ते सव्वे।
नवसु परोप्परजोगो, जत्तो संखा इमा भणिया ॥९॥

ધર્મના શરણને પામેલો આત્મા દુઃખના સંયોગોને પણ
સુખનું કારણ બનાવી દે છે :

પરમ ઉપકારી એવા ધર્મશાસ્ત્રકારોએ, ધર્મની ઉપાદેયતાને જણાવવાને માટે અને ભવ્ય જીવોને ધર્મ પ્રતિ આકર્ષવાને માટે, ધર્મનો મહિમા પણ ખૂબ ખૂબ ગાયો છે. ધર્મમાં જે તાકાત છે, તે તાકાત બીજા કોઇમાં પણ નથી, એનું જગતના જીવોને ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષોએ ભાન કરાવ્યું છે. જે આત્મા ધર્મના શરણને ગ્રહણ કરે છે, તે આત્માઓ કલ્યાણને વિષે નિશ્ચિત થઈ જવા જેવું છે, એમ ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે. આત્મા ધર્મનું શરણ પામ્યો, એટલે સમજી લો કે-એ કલ્યાણના આગારમાં પેઠો. જેમ જેમ આત્મા ધર્મને સમર્પિત થતો જાય છે, તેમ તેમ આત્મા દુઃખથી મૂકાતો જાય છે અને સુખને પામતો જાય છે. જ્ઞાનિઓ ફરમાવે છે કે-જ્યાં ધર્મ નહિ, ત્યાં સુખ નહિ; અને જ્યાં ધર્મ, ત્યાં દુઃખનું નામ-

નિશાન નહિ. પૂર્વના અધર્મના યોગે દુઃખના સંયોગ આવે એ બને, તે છતાં પણ ધર્મના શરણને પામેલો આત્મા એ સંયોગોથી મુઝાય નહિ : ઊલટું, દુઃખના સંયોગોને પણ ધર્મના શરણને પામેલો આત્મા, સુખના કારણ રૂપ બનાવી દે ! માટે, જગતમાં જો કોઈ શરણ લેવા લાયક વસ્તુ હોય, તો તે એક માત્ર ધર્મ જ છે, પણ બીજી કોઈ પણ વસ્તુ શરણ લેવા લાયક નથી.

વિવેક આવ્યે પાપ છૂટે અને ધર્મનું શરણ સ્વીકારાય :

ધર્મશાસ્ત્રકારો ફરમાવે છે કે–ધર્મથી શું નથી મળતું ? દુનિયામાં જે કાંઈ ઇન્દ્રિયાભિરામ છે અને મનોભિરામ છે, તે સઘળું ધર્મથી મળે છે. સમસ્ત જીવલોકની સઘળીય સુન્દર વસ્તુઓ, ધર્મથી મળી શકે છે. એ બધું ધર્મનું ફળ છે ! અર્થાત્ દુનિયાના જીવો તે તે વસ્તુઓને માટે જે અજ્ઞાનતાભર્યા પ્રયત્નો કરી રહ્યા છે, તે કેવળ મૂર્ખાઈ છે. ધર્મ સિવાય તે તે વસ્તુઓ મળે તેમ નથી. આ વસ્તુ જો બરાબર સમજાઈ જાય, તો આજે હિંસા આદિ પાપોની જે ભડમાર ચાલી રહી છે તે બંધ થઈ જાય. કાર્યના અર્થિએ કારણના અર્થી બનવું જોઈએ. કારણ વિના કાર્ય સંભવે નહિ. સુંદર સુંદર વસ્તુઓ જોઈએ, તો તે તે વસ્તુઓ શાથી મળે, તે જાણવું જોઈએ. કોઈ પણ અનુકૂળ પૌદ્ગલિક વસ્તુ કેવળ ઉદ્યમથી મળે છે–એમ નથી, પણ પુણ્યનો ઉદય હોય તો જ ઉદ્યમ આદિ કારણો મળતાં તે મળે છે, એ ભૂલવું જોઈએ નહિ. જો એવો વિવેક આવી

જાય, તો દુનિયાના જીવો જે ભિન્ન ભિન્ન પાપપ્રયત્નોમાં લાગ્યા છે તે અટકી જાય : કારણ કે-પરિણામે તે પ્રયત્નો ઇષ્ટ-સાધક બનતા નથી, પણ ઇષ્ટરોધક જ બને છે. ખરેખરો ઇષ્ટસાધક પ્રયત્ન એક જ છે અને તે એ કે-ધર્મના શરણનો સ્વીકાર કરવો; પણ, આ વસ્તુ લઘુકર્મી આત્માઓના જ અંતઃકરણમાં પરિણામ પામી શકે છે. ભારેકર્મી આત્મા-ઓને આ વસ્તુ ન રૂચે, તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

**ધર્મથી જે મળે તે બધું જ ધર્મની પાસે મગાય નહિ :**

આથી એવું સિદ્ધ થતું નથી કે-તે તે વસ્તુઓને માટે ધર્મ કરવો જોઇએ. ધર્મના ફળ તરીકે જે જે વસ્તુઓને ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષોએ વર્ણવી હોય, તે તે વસ્તુઓ ધર્મથી નિયમા મળે છે. એમાં શંકા રાખવા જેવું નથી. પણ 'ધર્મના ફળ તરીકે વર્ણવેલી બધી જ વસ્તુઓને માટે ધર્મ કરવો જોઈએ.' અગર તો 'તે તે પૌદ્ગલિક વ-સ્તુઓની અભિલાષાથી ધર્મ કરવો એ વ્યાજબી છે, એમ ધર્મશાસ્ત્રકારો ફરમાવે છે.'-આવું માનવું અગર કહેવું, તે તો કારમું અજ્ઞાન છે. ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષોએ ધર્મથી આ આ વસ્તુઓ મળે છે એમ ફરમાવ્યું છે-એવું હૃદય-પૂર્વક માનીને ધર્મ કરનારાઓએ, ધર્મ પણ તે મહાપુરૂષો-ની આજ્ઞાને આધીન રહીને જ કરવો જોઈએ ! એ માટે, આપણે પાંચ પ્રકારનાં અનુષ્ઠાનોના વર્ણન વખતે વિસ્તારથી વિચારી ગયા છીએ. પૌદ્ગલિક અભિલાષાથી ધર્મ કરવો-એ પણ વ્યાજબી નથી અને ધર્મ કર્યા બાદ, એ ધર્મના

ફળ તરીકે પૌદ્ગલિક એવા કોઈ પણ પદાર્થની માગણી કરવી—એ પણ વ્યાજબી નથી. ધર્મ કરતાં પૌદ્ગલિક અભિલાષાને તજવી જોઈએ અને ધર્મ કર્યા બાદ પણ ધર્મના ફળ તરીકે કોઈ પણ પૌદ્ગલિક વસ્તુની માગણી નહિ કરવી જોઈએ. એ માટે તો, ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષોએ વિષાનુષ્ઠાનની અને ગરાનુષ્ઠાનની ત્યાજ્યતા સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધી છે તેમ જ 'ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ આશંસાને નિષેધી છે !'—એમ પણ ફરમાવી દીધું છે.

**ધર્મ મોક્ષને માટે છે :**

ધર્મથી જે જે મળે તે તે બધાને માટે ધર્મ કરાય અને ધર્મની પાસે તે તે બધું જ મગાય, એવું માનનારા અને કહેનારા, ધર્મશાસ્ત્રકારોના કથનના રહસ્યને પામ્યા નથી. ધર્મથી ઇન્દ્રિયાભિરામ અને મનોભિરામ એવી જે કોઈ વસ્તુઓ સમસ્ત જીવલોકમાં છે તે મળે છે—એમાં ના નથી; પણ, એ વસ્તુઓની ધર્મની પાસે માગણી કરવી અગર તો એ વસ્તુઓને મેળવવાને માટે જ ધર્મને સેવવો, એ યોગ્ય નથી. આજે આ વસ્તુ ઘણે અંશે ભૂલાઈ છે. 'ધર્મ મોક્ષને માટે છે.'—એ વાત બરાબર યાદ રહેવી જોઈએ. 'આત્માના મોક્ષને માટે જ મારે ધર્મને આરાધવો છે.'—એ બુદ્ધિથી ધર્મની આરાધના કરનારા આત્માઓને, તેઓ જ્યાં સુધી સંસારમાં હોય ત્યાં સુધી પૌદ્ગલિક સુન્દર સુન્દર સંયોગો નથી મળતા એવું છે જ નહિ. ઊલટું, તેવા આત્માઓને જ, તેઓ જ્યાં સુધી

સંસારમાં હોય ત્યાં સુધી પૌદ્‌ગલિક સંયોગો પણ ઉત્તમમાં ઉત્તમ કોટિના મળે છે: અને એ ઉત્તમ સામગ્રી, એમને આત્માને મોક્ષ પમાડવામાં પણ ખૂબ જ સહાયક થાય છે.

**મોક્ષના અર્થી બનો :**

જ્યારે જ્યારે ધર્મના ફળનું વર્ણન વાંચવાનો અગર તો સાંભળવાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે એ ખ્યાલમાં રાખવું જોઇએ કે-આ બધી જ વસ્તુઓને માટે ધર્મ કરવાનું ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે, એમ નથી. તે તે વસ્તુઓમાં કયી ઉપાદેય કોટિની છે અને કયી હેય કોટિની છે, એનો વિવેક કરવો જોઈએ. ધર્મથી શું સારૂં ન મળે? બધું જ મળે, પણ વાત એ છે કે-ધર્મ કરવાનો શા માટે અને ધર્મ પાસે મગાય શું? એ માટે મોક્ષનું ધ્યેય ચોક્કસ કરવું જોઇએ. પૌદ્‌ગલિક સંગથી મારો આત્મા ક્યારે મૂકાય, એ ભાવના આવવી જોઈએ. પૌદ્‌ગલિક સંગથી મૂકાવાને માટે ધર્મ કરવો જોઈએ. ધર્મની પાસે કદાચ માગણી કરવી જ હોય, તોય ધર્મની પાસે માગણી કયી કરવાની હોય? એ જ કે-મને મોક્ષ મળે. મોક્ષસાધનામાં સહાયક થાય તેવી સામગ્રીની મોક્ષના ઈરાદાથી માગણી કરવી, એ પૌદ્‌ગલિક પદાર્થોની માગણી નથી: માટે જ્ઞાનિઓ ફરમાવે છે કે-મોક્ષના અર્થી બનો.

**ઉત્તમ કુળમાં જન્મ, શ્રેષ્ઠ રૂપ, ધનસમૃદ્ધિ વગેરે ધર્મથી :**

ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો, ધર્મના ફળ તરીકે શું શું મળવાનું ફરમાવે છે-એનું વર્ણન છે, માટે આટલી વાત

સ્પષ્ટ કરી. ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે કે–'ઉત્તમ કુળમાં જન્મ, એ પણ ધર્મથી મળે છે: દિવ્ય રૂપની સંપ્રાપ્તિ પણ ધર્મથી થાય છે: ધનસમૃદ્ધિ પણ ધર્મથી મળે છે: અને, સારી રીતિએ વિસ્તારને પામેલી કીર્તિ પણ ધર્મથી મળે છે.' ઉત્તમ કુળમાં જન્મ થવો, દિવ્ય રૂપની પ્રાપ્તિ થવી, ધનસમૃદ્ધિ મળવી અને નિષ્કલંક તથા વિસ્તારને પામેલી કીર્તિ મળવી, એ ધર્મથી બને છે. ધર્મની આરાધનાના યોગે, ઉત્તમ કુળ મળે: પંચેન્દ્રિયપૂર્ણતા પ્રાપ્ત થાય: ધનસમૃદ્ધિ મળે અને વિસ્તારને પામેલી નિષ્કલંક કીર્તિ પણ મળે! હવે કાંઈ બાકી રહે છે? હા.

**ધર્મ અતુલ મંગલ અને અતુલ ઔષધ છે:**

અહીં ફરમાવે છે કે–આ ચાર વસ્તુઓ જ ધર્મથી મળે, એવું નથી; પણ, ધર્મ એ તો અતુલ મંગલ છે. ધર્મ રૂપ મંગલ પાસે દુનિયાનાં બીજાં સઘળાંય મંગલો તુચ્છ છે. કોઈ પણ મંગલ, ધર્મ રૂપ મંગલની તુલનામાં આવી શકે તેમ નથી. વળી, ધર્મ એ સર્વ દુઃખોનું અતુલ ઔષધ છે. દુઃખ માત્રનું જો કોઈ પણ વાસ્તવિક ઔષધ હોય, તો તે ધર્મ છે. દુનિયામાં કેટલાંય ઔષધો છે, પણ ધર્મના જેવું એક પણ ઔષધ નથી: કારણ કે–બીજાં ઔષધો કદાચ કામ કરે તોય તે અમુક દર્દ પૂરતાં, જ્યારે ધર્મ તો એવું ઔષધ છે કે–દુઃખની જડનો નાશ કરે. બીજાં ઔષધો માટે તો એમ પણ બને કે–એકાદ રોગ શમે, પણ બીજા અનેક રોગો થાય–એ જાતિનો કર્મબંધ પડે: જ્યારે ધર્મ

રૂપ ઔષધ એવું કે-એનાથી એકાન્તે લાભ જ થાય. વળી, દુનિયાનાં ઔષધો કર્મોદયના યોગે ઉત્પન્ન થયેલા અનેક રોગોને કદાચ શમાવી પણ દે, પરન્તુ રોગના મૂળ કારણભૂત જે કર્મો, તેનો નાશ કરી શકતાં નથી. એવાં ઔષધો કર્મરોગને વધારે એ બને, પણ કર્મરોગનો નાશ કરી શકે-એવું બને નહિ. કર્મરોગનો નાશ કરવાને માટે તો, એક માત્ર ઔષધ ધર્મ જ છે. અહીં પણ કાર્ય-કારણ વિચારો. રોગનું કારણ તો કર્મ છે ને ? રોગની જડ કયી ? કર્મ. કર્મ નાબૂદ થાય તો જ દુઃખ માત્રનો નાશ થાય. એ વિના, દુઃખ માત્રનો નાશ થાય ખરો ? એ વિના દુઃખ માત્રનો નાશ થાય જ નહિ. ત્યારે, જેને દુઃખ ન જોઈએ, તેણે દુઃખની જડને કાપવા પ્રયત્નશીલ થવું જોઈએ. દુઃખની જડને કાપવા ઉદ્યત થવુ, એ જ ડહાપણ છે. ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે કે-દુઃખ માત્રને માટે ધર્મ એ અતુલ ઔષધ સમાન છે : કારણ કે-ધર્મ દુઃખ માત્રની જડ જે કર્મ છે, તે કર્મનો જ નાશ કરનાર છે : માટે, જગતમાં ધર્મની તુલનામાં આવી શકે એવુ એક પણ ઔષધ નથી.

ધર્મ વિપુલ બળ છે, રક્ષણ છે અને શરણ છે :

ધર્મ એ અતુલ મંગલ પણ છે, ધર્મ એ સર્વ દુખોનું અતુલ ઔષધ પણ છે અને ધર્મ એ વિપુલ બળ પણ છે. ધર્મના જેવુ બીજું વિપુલ બળ કયું છે ? કારણ કે-ધર્મરૂપ વિપુલ બળવાળાને ચરણે ભલભલા બળવાનોને પણ માથું નમાવવું પડે છે. વધુમા, ધર્મ એ જ સાચું રક્ષણ

છે અને ધર્મ એજ સાચું શરણ છે. જેને ધર્મનું રક્ષણ મળે, તેને બીજા કોઈના રક્ષણની જરૂર નથી; અને, જેને ધર્મનું શરણ મળે, તેને બીજી કોઈ પણ વસ્તુના શરણની પણ જરૂર નથી. બીજા બીજા રક્ષણને માટે અને શરણને માટે ભટકનારા આત્માઓને. આ રીતિએ ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે–એવું ભટકવાનું છોડી દઈને, ધર્મના જ રક્ષણ અને ધર્મના જ શરણને સ્વીકારો!

**ઇન્દ્રિયાભિરામ-મનોભિરામ સર્વ ધર્મફળ:**

આ રીતિએ ધર્મની સર્વશ્રેષ્ઠતાને સ્થાપિત કર્યા બાદ, ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે કે–હવે અમે વધારે તો શું કહીએ? પણ સમજી લો કે–સમસ્ત જીવલોકમાં જે જે કાંઈ ઇન્દ્રિયાભિરામ દેખાય છે અને જે જે કાંઈ મનોભિરામ દેખાય છે, તે સર્વ એક ધર્મનું જ ફળ છે.

**ધર્મને વફાદાર બનો:**

હવે આપણે વિચારવું જોઈએ કે–આપણને ઉત્તમ કુળમાં જન્મ વગેરે જે કાંઈ સારી સામગ્રી મળી છે, તે ધર્મના પ્રતાપે મળી છે! જો આપણને એમ લાગતું હોય કે–આપણને મળેલી ઉત્તમ સામગ્રી ધર્મના પ્રતાપે મળી છે, તો એ વિચારો કે–એવી સામગ્રી આપનારને આપણે વફાદાર છીએ કે નહિ? વફાદાર ન હોઈએ તોપણ, આપણે એ ઉપકારીની ઉપેક્ષા કરનારા છીએ કે નહિ? અથવા તો, એને લાત મારનારા છીએ કે નહિ? જે આત્માઓ એમ માને કે–આ બધી ઉત્તમ સામગ્રી મને ધર્મના પ્રતાપે મળી

છે, તે આત્માઓ ઉપકારી એવા ધર્મની ઉપેક્ષાથી પણ આગળ વધીને, ઉપકારી એવા ધર્મને લાત મારવાને કેમ જ સજ્જ થાય ? અને, જેઓ આજે આવા ઉપકારિને લાત મારે છે, તે આત્માઓ કદાચ મેળવી લીધેલુ ભોગવી લેશે, પણ તે પછી તેમની ગતિ શી થશે ? એ ઉપકારીનો ફરીથી યોગ ક્યારે થશે ? આવી ઉત્તમ સામગ્રી આપણને પૂરી પાડનાર ધર્મની આપણે ઉપેક્ષા કરીએ, તો એ પણ આપણી નિમકહરામી છે-એમ સમજીને, કલ્યાણના અભિલાષી આત્માઓએ, હવેથી પણ ધર્મની વફાદારીને ભૂલવી નહિ જોઇએ, કે જેથી ભવિષ્ય અસુંદર નહિ બનતાં સુન્દર બને. જે આત્માઓ વાસ્તવિક રીતિએ ધર્મને વફાદાર હોય છે અને કોઈ પણ પ્રકારની અશક્યતાના યોગે ધર્મની આરાધના કરી શકતા નથી, તે આત્માઓ પણ વફાદારીના યોગે તરી જાય છે: પરન્તુ, જે આત્માઓ ધર્મને બીનવફાદાર નીવડે છે તથા ધર્મનો દ્રોહ કરે છે, તેઓ તો પોતાના ભાવિને પોતાના હાથે જ અસુંદર બનાવે છે.

**ભયંકર મરણ સમયે ધર્મ સુસહાયક :**

ધર્મશાસ્ત્રકારો તો ત્યાં સુધી ફરમાવે છે કે-ભયંકર એવા મરણના સમયે, એક માત્ર ધર્મ જ સારામાં સારી રીતિએ સહાય કરે છે. એવા સમયે બીજુ કોઈ વસ્તુતઃ તેવી સહાય કરી શકતું નથી. દુઃખ વેઠીને મેળવેલુ ધન, શરીર અને સ્વજન-એ ભયંકર એવા મરણના સમયે વસ્તુતઃ સહાયક નથી થતાં, પણ ધર્મ જ સુસહાયક નીવડે છે.

ધર્મથી સુરલોક, મનુષ્યપણું અને મોક્ષ :

ભયંકર એવા મરણના સમયે ધર્મ સુસહાયક નીવડે છે–એટલું જ નહિ, પણ મરણ પામ્યા બાદ, ધર્મ જ દેવલોકને પમાડે છે : તે પછી, સુન્દર એવા મનુષ્યપણાને પણ ધર્મ જ પ્રાપ્ત કરાવે છે, અને સુન્દર મનુષ્યપણાને પમાડીને, જ્યાં દુઃખનો સર્વ પ્રકારનો અભાવ છે તથા જ્યા શાશ્વત સુખ છે તેવા મોક્ષને પણ જલદિથી ધર્મ જ પમાડે છે. ધર્મનું વાસ્તવિક ફળ મોક્ષ યોગ્ય રીતિએ આચરેલા ધર્મના યોગે બીજાં બીજાં ફળો મળતાં જાય, પણ સાથે મોક્ષની નિકટતા આવતી જાય. આથી સમજો કે–ધર્મ આવ્યો, એટલે દુઃખે ભાગવા માંડયું અને સુખે આવવા માંડયું ! એટલે કે–જો દુઃખને ટાળવું હોય તો અને સુખને મેળવવું હોય તો ધર્મનો જ આદર કરવો, એ બુદ્ધિમત્તા છે : કારણ કે–મોક્ષને પામ્યા વિના દુઃખ માત્રથી રહિત એવી જીવની અવસ્થા પ્રગટી, એમ કહી શકાય નહિ ! દુઃખ માત્રની ખરી જડ કર્મનો યોગ જ છે અને જીવ જ્યારે કર્મના યોગથી સર્વથા રહિત બને છે, ત્યારે જ તે મોક્ષને પામ્યો, એમ કહેવાય છે. એ મોક્ષને પામવાનો ઉપાય ધર્મ છે. મોક્ષના ઉપાય રૂપ ધર્મને સેવનારાઓ, જેમ જેમ ધર્મને સેવતા જાય છે, તેમ તેમ મોક્ષની નિકટ થતા જાય છે અને જેમ જેમ મોક્ષની નિકટ થવાય, તેમ તેમ દુઃખ ભાગે છે અને સુખ વધે છે; માટે ધર્મશાસ્ત્રકાર મહાપુરૂષો એ વસ્તુને ભારપૂર્વક જણાવે છે કે–બીજી સઘળીય વસ્તુઓના આદરને તજી

દઈને, એક માત્ર ધર્મનો જ આદર કરવો જોઈએ.

**ધર્મકથા મધ્યસ્થભાવે અને કુશળપણે સાંભળવી જોઈએ :**

હવે એ વિચાર આવે છે કે-ધર્મ દુઃખ માત્રનો નાશ કરનારો છે તેમ જ શાશ્વત શિવસુખને પમાડનારો છે, પણ એ ધર્મને કરે કોણ ? ધર્મ કરાય ક્યારે ? એને જાણે તો ને ? એ માટે કહે છે કે-'तं कुणइ जाणमाणो ।' ધર્મને જાણનારો ધર્મને કરે છે. તો પછી, પ્રશ્ન એ ઉપસ્થિત થઈ જાય છે કે-ધર્મને જાણે કોણ ? ધર્મ જણાય ક્યારે ? બે ગુણોએ કરીને શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલી ધર્મકથાને જે સાંભળે છે, તે ધર્મને જાણે છે. બે ગુણ કયા ? મધ્યસ્થપણું અને કુશળપણું. ધર્મ કરવાને માટે ધર્મને જાણનારા બનવું જરૂરી છે : ધર્મને જાણવાને માટે સર્વજ્ઞ ભગવન્તોએ કહેલી ધર્મકથાને સાંભળવી જરૂરી છે · અને, શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલી ધર્મકથા દ્વારા ધર્મને જાણવાને માટે, મધ્યસ્થભાવે અને કુશળપણે ધર્મકથાનું શ્રવણ કરવું, એ જરૂરી છે. શ્રી જિનેશ્વરદેવોના ધર્મને જાણવાને માટે, મધ્યસ્થપણું અને કુશળપણું, એ બન્ને જરૂરી ગુણો છે. કુશળપણે અને મધ્યસ્થભાવે શ્રી જિનકથિત ધર્મકથાને જે સાંભળે, તે ધર્મને જાણે અને આદરે. શ્રવણ કરનારો જેમ મૂઢ નહિ હોવો જોઈએ, તેમ વ્યુદ્ગ્રાહીત કે બદ્ધાગ્રહી પણ નહિ હોવો જોઈએ. મૂઢ તત્ત્વને સમજી શકે નહિ અને અમધ્યસ્થ તત્ત્વને તત્ત્વ તરીકે સ્વીકારી શકે નહિ. કુશળ અને મધ્યસ્થ આત્મા તત્ત્વને સમજી પણ શકે છે અને તત્ત્વનો સ્વીકાર પણ કરી શકે છે.

**એક મધ્યસ્થતા ગુણને પેદા કરનારી છે, જ્યારે બીજી મધ્યસ્થતા ગુણનાશક અને દોષવર્ધક છે :**

તત્ત્વનો વાસ્તવિક કોટિનો ખ્યાલ ન આવ્યો હોય, ત્યાં સુધીની મધ્યસ્થતા–એ જુદી વસ્તુ છે અને તત્ત્વનો ખ્યાલ આવ્યા પછીથી કેવળ લોકહેરીમાં તણાઈને પોતાની જાતને મધ્યસ્થ તરીકે ઓળખાવવી–એ જુદી વસ્તુ છે. એક મધ્યસ્થતા એ ગુણ છે અને બીજી દેખાવની મધ્યસ્થતા એ દુર્ગુણ છે. પહેલી મધ્યસ્થતા આત્માને ગુણ પમાડનારી નીવડે છે, જ્યારે બીજી મધ્યસ્થતા એવી કારમી છે કે–એના યોગે, પૂર્વે પમાએલા પણ ગુણનો નાશ થઈ જતાં વાર લાગતી નથી. પહેલી મધ્યસ્થતા ગુણને વધારનારી છે, જ્યારે બીજી મધ્યસ્થતા દોષને વધારનારી છે. લોક-હેરીમાં પડી જઈને પોતાની જાતને મધ્યસ્થ તરીકે ઓળખાવવાને મથતા આત્માઓ તો, કોઈ કોઈ વાર એવા ભયંકર પણ નીવડે છે કે–એમના યોગે આખું શાસન ડોળાય છે અને તેઓ અનેક વિશ્વાસુ આત્માઓના આત્મહિતની કારમી કતલ કરનારા નીવડે છે. એવા આત્માઓએ કુશળ-પણે પોતાના અને પરના આત્માના ભલાનો વિચાર કરવો જોઈએ અને પ્રભુશાસનની શીતળ છાયાને પામવા છતાં પણ પોતાનો આત્મા દુર્ગતિ તરફ ઘસડાઈ ન જાય તેની તેમ જ જે પુણ્યવંતા શાસનના પુણ્યપ્રભાવે આજે માન-પાનાદિ ભોગવાય છે તે પુણ્યવંતા શાસનને છેહ દેવાનું ઘોર પાપ કરવા દ્વારા દુર્લભ્ય ન ઉપાર્જાય તેની કાળજી રાખવી જોઈએ : કારણ કે–આ શાસનની આરાધના જેમ

તારનારી છે, તેમ આ શાસનની વિરાધના આત્માને અનાદિ-અનન્ત એવા ઘોર સંસારમાં રઝળાવનારી પણ છે. આથી ભવભીરૂ આત્માઓ જો કુશળપણે વિચાર કરે, તો તેઓ કેવળ આ લોકની જ અને તે પણ પૂર્વના ધર્મયોગે મળેલી કીર્ત્તિ આદિમાં મુઝાઈ, ધર્મને છેહ દેવાનો વિચારેય કરી શકે નહિ; પણ લોકહેરીમાં પડેલાઓ જો બહુકર્મી હોય છે, તો તેઓને હિતકર વાત પણ શલ્યની જેમ ખૂંચે છે.

**ધર્મનો અભ્યાસ ફળ્યો ક્યારે કહેવાય ?**

બીજી વાત એ પણ સમજવા જેવી છે કે-ધર્મને કરવાને માટે જ ધર્મને જાણવો જોઈએ. ધર્મને જાણવાનો હેતુ એ હોવો જોઈએ કે-'હું ધર્મને જાણીને ધર્મને સેવું.' વિદ્વાન બનવાને માટે, પંડિત કહેવડાવવાને માટે, કીર્તિ પ્રાપ્ત કરવાને માટે-એવા એવા ઈરાદાથી ધર્મને જાણનારાઓ, કયે સમયે ધર્મના જ્ઞાન દ્વારા પણ ધર્મનો દ્રોહ કરશે, તે કહી શકાય નહિ. ધર્મ જાણ્યો પણ ધર્મ પ્રત્યે સાચો આદરભાવ જાગ્યો નહિ તથા ધર્મ હૃદયમાં પરિણમ્યો નહિ, તો એ દુઃખનો વિષય ગણાય. આજે આ વસ્તુ વિચક્ષણોને માટે અનુભવથી પર નથી. ધર્મનો અમુક અભ્યાસ કર્યો અને એ જ અભ્યાસનો ઉપયોગ આજે કેટલાકો તરફથી ધર્મનો નાશ કરવામાં થઈ રહ્યો છે. એવાઓને ધર્મનો અભ્યાસ ફળ્યો ન કહેવાય, પણ ધર્મનો અભ્યાસ ફૂટ્યો કહેવાય. એવાઓ ભલે પંડિત ગણાતા હોય કે વિદ્વાન ગણાતા હોય, પણ ધર્મનો અભ્યાસ તેમને

કૂટયો એમ કહેવાય. વાસ્તવિક રીતિએ ધર્મને જાણનારો, પોતાની શક્તિને ગોપવ્યા વિના ધર્મ તરફ જ ઢળે. ધર્મને જાણનારો ગણાતો જે, ધર્મને શક્તિ છતાં પણ આચરતો નથી, ધર્મને આચરવાની અભિલાષાવાળો નથી અને ધર્મ પ્રતિ આદરભાવવાળો નથી, તે વસ્તુતઃ ધર્મને જાણનારો જ નથી. ધર્મને સાચો જાણનારો તે કહેવાય, કે જે ધર્મનો આદર કરે તેમ જ શક્તિ મુજબ ધર્મને આચરવા તરફ પણ જે બેદરકાર ન હોય.

**મધ્યસ્થભાવે અને કુશળપણે અભ્યાસ કરાય તો રહસ્ય પમાય :**

શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલી ધર્મકથા દ્વારા જો ધર્મને જાણવો હોય, તો આત્માએ એ ધર્મકથાને મધ્યસ્થ-ભાવે અને કુશળપણે સાંભળવી જોઈએ. જે આત્મા મધ્યસ્થ હોય, તે જ આત્મા પ્રાયઃ મોક્ષપ્રાપક ધર્મને જાણી શકે છે અને જે આત્મા કુશળ હોય, તે જ આત્મા ધર્મને આચરી શકે છે. મધ્યસ્થપણા વિના ધર્મ જાણવો મુશ્કેલ છે અને કુશલપણા વિના ધર્મ આચરવો મુશ્કેલ છે. ધર્મને જાણવાને માટે અને આચરવાને માટે, ધર્મકથાઓને મધ્યસ્થપણે અને કુશળપણે સાંભળવી જોઈએ. મધ્યસ્થ અને કુશળ આત્મા-ઓને માટે ધર્મકથાઓ ઘણી ઉપકારક છે. મધ્યસ્થ અને કુશળ આત્માઓને, ધર્મકથાઓ, ધર્મને જણાવનારી છે અને ધર્મમાં જોડનારી છે. મધ્યસ્થપણાથી રહિતપણે અને કુશળપણાથી રહિતપણે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલી ધર્મકથાને કદાચ સંભળાય, તો પણ તેવો આત્મા, તેના

ખરેખર સ્વરૂપને પામી શકતો નથી; જ્યારે મધ્યસ્થ આત્માને સુતત્ત્વ રૂચતાં વાર લાગતી નથી અને કુશળ આત્માને તેનું વાસ્તવિક રહસ્ય પામતાં વાર લાગતી. જે આત્માને એ રીતિએ સુતત્ત્વ રૂચી જાય અને જે એના વાસ્તવિક રહસ્યને પામી જાય, તે આત્મા પોતાથી શક્ય એટલા ધર્મનો જીવનમાં અમલ કર્યા વિના રહી શકે નહિ. કોઈ પણ વસ્તુના યથાર્થ સ્વરૂપને અને ભાવને પામવાને માટે, મધ્યસ્થપણું અને કુશળપણું-એ બન્ને જરૂરી છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી જે હીલચાલો ચાલી રહી છે, તેનો પણ મધ્યસ્થભાવે અને કુશળપણે જો વિચાર કરવામાં આવે, તો તેઓ એના વાસ્તવિક રહસ્યને પામી શકે તેમ છે. નહિ જેવી વાત આવતાં, જે એકદમ ઘોંઘાટ મચી જાય છે, એનું એ પણ એક કારણ છે કે-તે આત્માઓમાં મધ્યસ્થપણાની અને મધ્યસ્થપણા સાથેના કુશળપણાની ખામી છે. જો એમ ન હોય, તો જેઓ દ્વેષિઓના હાથે ઈરાદાપૂર્વક લખાતી જુઠ્ઠી અને અધમતાભરી વાતોથી ઉભગી જાય છે, તેઓ ઉભગી જાય નહિ, પણ વિચક્ષણ બનીને વિચાર કરે; શોધ કરે. અને તેઓ જો એમ કરે, તો તેઓ કલ્યાણમાર્ગથી વંચિત રહી જાય નહિ.

### સૌ કોઈ ધર્મને જાણો અને જીવનમાં ઉતારો :

આ પછીથી, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે-'ધર્મ જ કલ્યાણને કરનારો છે, ધર્મને જાણનારો ધર્મ કરે છે અને ધર્મને જાણે છે તે કે જે શ્રી સર્વજ્ઞ પરમાત્માએ કહેલી ધર્મકથાને મધ્યસ્થભાવે અને કુશળપણે સાંભળે છે: એ

કારણથી, પ્રધાન એવા ધર્મગુણને આશ્રયીને હું આ ચરિત્રને એટલે કે-ધર્મકથાને કહેવાનો છું.' આ રીતિએ કહીને, અત્રે ધર્મકથાને કહેવાના હેતુને સ્પષ્ટ કરવામાં આવ્યો છે. વિચારો કે-ધર્મકથા મહાપુરૂષોએ લખી, તે શા માટે? અને, મહાપુરૂષોએ લખેલી ધર્મકથાને અમે કહીએ છીએ, તે પણ શા માટે ? એ જ માટે કે-આ સાંભળીને સૌ કોઈ ધર્મને જાણો અને ધર્મને જીવનમાં ઉતારો. સીધું તત્ત્વસ્વરૂપ સમજનારા વિરલ આત્માઓ હોય છે, જ્યારે કથા દ્વારા તત્ત્વ સમજવામાં સુલભતા પડે છે, પણ કથા કહેવા અને સાંભળવાનો હેતુ, કહેનાર અને સાંભળનાર બરાબર જાળવે તો ! કથા ભાટ જેવી પણ નહિ થવી જોઇએ અને ભટ જેવી પણ નહિ થવી જોઈએ. એક હસાવે અને એક લોભાવે. કથા તો તત્ત્વજ્ઞાનિએ કહેલી અને તત્ત્વજ્ઞાનને પમાડનારી જોઈએ. ધર્મકથા તે, કે જે વસ્તુને વસ્તુગતે સમજાવે. તમે કેવળ કથાના રસિયા ન બનો અને ધર્મના રસિયા બનો, તો કથામાં પણ તત્ત્વજ્ઞાનની રેલમછેલ થાય. ધર્મની કથા એટલે સંવેગરસથી ઝીલતી કથા. યોગ્ય શ્રોતાઓ એ કથાનું શ્રવણ કરતાં કરતાં પણ સંવેગરસમાં ઝીલે. ત્યારે વાત એ છે કે-ધર્મગુણ પમાય, એમાં જ કથાશ્રવણની સાર્થકતા છે.

### આ ચરિતને સાંભળતાં આરાધનાની અભિલાષા પ્રગટવા સાથે વિરાધનાનો ડર પેદા થવો જોઇએ:

આ કથામાં, કથાકાર પરમર્ષિએ, આરાધક આત્માના ગુણને અને વિરાધક આત્માના દોષને જણાવ્યો છે. આરા-

ધક આત્માને આરાધનાથી ગુણ કયો થયો અને વિરાધક આત્માને વિરાધનાથી દોષ કયો થયો, એ બે વસ્તુઓના વિવેચનની આ કથામાં મુખ્યતા છે. એ જાણીને કરવાનું શું? આરાધનામાં જોડાવાનું અને વિરાધનાથી બચવાનું. આ કથાને સાંભળનારા આત્માઓ આરાધનામાં જોડાય અને વિરાધનાથી બચવાને તત્પર બને, એ જ આ કથાને સાંભળ્યાની સાર્થકતા છે. આરાધના કરવાને માટે શક્તિ, સંયોગ આદિ વસ્તુઓની અપેક્ષા રહે છે અને એથી આત્મા ધારી આરાધનામાં પૂરેપૂરો હાલ ન જોડાઈ શકે-એવુંય બને; પણ એટલો ખ્યાલ તો દરેકે દરેક આત્માએ જરૂર રાખવો જોઈએ કે-કોઈ પણ રીતિએ મારે વિરાધનાના પાપમાં તો પડવું જ નથી. આરાધનાની અભિલાષા પ્રગટવી જોઈએ અને વિરાધનાનો ડર પેદા થવો જોઈએ. જે આત્માઓ વિરાધનાથી ડરતા નથી, વિરાધનાની પ્રવૃત્તિમાં રસપૂર્વક પ્રવેશ કરે છે અને જેઓ વિરાધકભાવને આધીન થયેલા છે, તેઓ કદાચ આરાધનાની ગણાય તેવી થોડી કે ઘણી અગર મોટી કે નાની ક્રિયામા જોડાએલા દેખાતા હોય, તો પણ તેઓ વસ્તુતઃ આરાધક હોતા નથી તેમની દેખીતી આરાધનાનો હેતુ જરૂર ખરાબ હોય અને એથી તેઓ મહા પાપકર્મને ઉપાર્જીને સંસારમાં રૂલે તે સ્વાભાવિક છે.

**ભવ્ય આત્માઓને સંવેગ પમાડનારૂં :**

આ ચરિત આરાધક આત્માના ગુણને અને વિરાધક આત્માના દોષને પ્રગટ કરનારૂં છે. એ કારણે શ્રેષ્ઠ એવું આ ચરિત છે અને આ ચરિત નવ પૂર્વભવોથી નિબદ્ધ છે.

વળી આ ચરિત ભવ્ય પ્રાણિઓમાં સંવેગ પેદા કરનારૂં છે. આ ચરિતને રીતસર સાંભળ્યા પછીથી પણ જે આત્માઓના અન્તરમાં સંવેગ પેદા ન થાય, તે આત્માઓની દયાપાત્રતા કમ નથી. આરાધક આત્માઓની અને વિરાધક આત્માઓની દશાને જાણવાને માટે, આ ચરિત, ખરે જ, એક અનુપમ અને નિર્મળ અરીસો છે. આવો અરીસો પણ જે આત્માને વિરાધકભાવથી વિરામ પમાડી, આરાધકભાવ તરફ આકર્ષી શકે નહિ, તે આત્માઓની કમનસીબી ઓછી ન ગણાય. અલ્પસંસારી આત્માઓને માટે, આ ચરિત, ખરેખર, સંસારતારક નીવડે તેમ છે : કારણ કે–આ ચરિતના શ્રવણથી અલ્પસંસારી આત્માઓ અવશ્ય સંસારના ગમે તેવા પણ સુખને દુઃખ રૂપ માની, મુક્તિસુખના અભિલાષી બને છે : અને, 'સંસારના સુખને દુઃખ રૂપ માનીને એક માત્ર મુક્તિસુખની અભિલાષા કરવી.'–એનું જ નામ સાચો સંવેગ છે.

**નવ પૂર્વભવોની જ કથા કેમ ?**

નવ પૂર્વભવોથી નિબદ્ધ અને ભવ્ય જીવોને સંવેગને કરનારૂં આ ચરિત, અવંતિદેશના રાજા સમરાદિત્યનું છે–એ વસ્તુને જણાવ્યા બાદ, કથાકાર પરમર્ષિ એ વસ્તુને પણ સ્પષ્ટ કરે છે–'આ ચરિતમાં નવ પૂર્વભવો જ કેમ લેવામાં આવ્યા છે ?' આમ તો એ બન્નેય આરાધક અને વિરાધક આત્માઓના આ સંસારમાં ઘણાય ભવો થયા છે, પણ તે સઘળા ભવો ઉપયોગી નથી : જ્યારે જે નવ ભવો આ ચરિતમાં વર્ણવવામાં આવ્યા છે, તે નવ ભવોમાં એ બેનો

પરસ્પર યોગ થયેલો છે : અને એ જ કારણથી આ ચરિતમાં નવ ભવોની સંખ્યા કહેલી છે. એ પરસ્પરના યોગવાળા નવ ભવોનું આ ચરિતમાં વર્ણન છે. આ કથા શ્રી સમરાદિત્યની છે અને એ શ્રી સમરાદિત્યના આત્માને દેવભવ સિવાયના મનુષ્ય તરીકેના છેલ્લા નવ ભવોમાં વિરાધક આત્માનો યોગ થયેલો છે. એ નવમા ભવને અન્તે શ્રી સમરાદિત્ય, કેવલજ્ઞાન પામીને મુક્તિએ ગયેલા છે.

**શ્રી સમરાદિત્ય ભગવાને પોતે જ કહેલું ચરિત્ર :**

નવ ભવની સંખ્યા વિષે આ પ્રમાણે ખુલાસો કર્યા બાદ, હવે કથાકાર પરમર્ષિ આ ચરિત કોણે કહ્યું છે, તેનો પણ ખુલાસો કરે છે, અને એ માટે ફરમાવે છે કે—

**जह तेणेव भगवया, गिरिसेणुवसग्गसहणपज्जन्ते ।**
**संजायकेवलेणं, सिट्ठं वेलंधरसुरस्स ॥ १ ॥**
**मुणिचन्दस्स य रन्नो, देवीण य नम्मयापहाणाणं ।**
**संखेवेण फुडत्थं अहमवि तं सपवक्खामि ॥ २ ॥**

'આ ચરિતની રચના શ્રી સર્વજ્ઞ પરમાત્માનાં વચનોને અનુસરીને કરવામાં આવી છે.'—એ વાત પહેલાં જ કથાકાર પરમર્ષિએ જણાવી દીધી છે : કારણ કે—એ જ વસ્તુ આ ચરિતની સત્યતામાં તેમ જ એકાન્ત હિતકરતામાં પ્રમાણ રૂપ છે. શ્રી સર્વજ્ઞદેવોના વચનોને અનુસર્યા વિના જ કહેવામાં આવતાં ચરિત્રો, વસ્તુતઃ પ્રમાણ રૂપ બની શકતાં જ નથી. વસ્તુ માત્રની પ્રમાણિકતા, વાસ્તવિક રીતિએ, શ્રી સર્વજ્ઞદેવોના વચનને જ આભારી છે. કોઈ પણ વસ્તુને સર્વ,

પ્રકારે યથાર્થ રૂપે શ્રી સર્વજ્ઞ પરમાત્મા સિવાય અન્ય કોઈ જાણી કે જોઈ શકતું નથી. આગમની પ્રમાણિકતા પણ આપ્તવચનને લઈને છે. જે આપ્તવચન નથી, તે આગમ જ નથી. આથી, કથાકાર પરમર્ષિએ પહેલાં જ જણાવી દીધું કે–શ્રી જિનેશ્વરદેવનાં વચનોને અનુસરીને જ આ કથા કહેવામાં આવે છે. વળી, આ કથાને અંગે અહીં વધુ ખુલાસો કરતાં કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–'આ કથા ખુદ કથાનાયક શ્રી સમરાદિત્ય ભગવાને કહેલી છે.' છેલ્લા ભવમાં આપણે જોઈશું કે–ગિરિસેન નામના ચાણ્ડાલે શ્રી સમરાદિત્ય ઉપર કારમો ઉપસર્ગ કર્યો હતો : એ ઉપસર્ગને સહન કરી લઈને શ્રી સમરાદિત્ય કેવળજ્ઞાનને વર્યા હતા : અને, કેવળજ્ઞાનને પામ્યા બાદ તે જ શ્રી સમરાદિત્ય ભગવાને, વેલંધર નામના સુરની સમક્ષ, મુનિચન્દ્ર નામના રાજાની સમક્ષ તથા તે રાજાની પટ્ટરાણી નર્મદા આદિ રાણીઓની સમક્ષ આ ચરિત કહ્યું હતું. એટલે, કથાકાર પરમર્ષિ ફરમાવે છે કે–શ્રી સમરાદિત્ય ભગવાને પોતે જ કહેલા ચરિતને હું પણ સંક્ષેપથી કહીશ. આ ચરિત સંક્ષેપથી કહીશ–એમ કહેવા છતાં પણ, તેઓ ફરમાવે છે કે–આ ચરિત સ્ફુટ અર્થોથી ભરેલું છે : અર્થાત્–આ ચરિત સંક્ષેપથી કહેવામાં આવે છે તે છતાં પણ, આ ચરિત સ્ફુટ અર્થોવાળું છે ! આ રીતિએ આ ચરિત વાસ્તવિક એટલે અકલ્પિત હોવાની અને શ્રી જિનવચનને અનુસરતું હોવાની પણ સાબીતી આપવામાં આવી છે. આજે ચરિત્રોના સંબંધમાં પણ ઘણા ઘણા પ્રકારની સત્યથી વેગળી કલ્પનાઓ કરવામાં આવે

છે, પરન્તુ શ્રી જૈન શાસનમાં ચરિત તરીકે સ્થાન પામેલાં ચરિતોમાં કલ્પિતતાની કલ્પના કરવી, એ જ વાહિયાત વસ્તુ છે: અને, એ, પોતાના અજ્ઞાનનો તેમ જ પોતાના આત્માની મિથ્યા વાસનાનો નમુનો છે.

**શ્રી પૂર્વાચાર્યોની ગાથાઓ:**

જુદા જુદા નવ ભવોમાં ગિરિસેનના આત્માનો પોતાની સાથે યોગ થયેલો હોવાથી, શ્રી સમરાદિત્ય ભગવાને એ નવ ભવો, વેલંધર સુર વગેરેની સમક્ષ, કેવળજ્ઞાન ઉત્પન્ન થયા બાદ વર્ણવ્યા: અને એથી, આ ચરિતમાં પણ પરમ ઉપકારી શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ નવ ભવો વર્ણવ્યા છે. તે નવ ભવોમાં શ્રી સમરાદિત્ય ભગવાનનો આત્મા અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા કોણ કોણ હતા, એ બન્નેય કયી કયી નગરીમાં ઉત્પન્ન થયા હતા અને તે તે મનુષ્યભવમાંથી મર્યા બાદ તેઓની ગતિ કયી કયી થઈ હતી, એ વગેરે બાબતોનું વર્ણન કથાકાર પરમર્ષિની પણ પહેલાં થઈ ગયેલા પૂજ્ય પૂર્વાચાર્ય પરમર્ષિઓએ કર્યું છે. કથાકાર પરમર્ષિ અહીં એ બાબતનો ઉલ્લેખ કરવાનું પણ ચૂકતા નથી. કથાકાર પરમર્ષિ કહે છે કે–

" भणियं च पुव्वायरियहिं । "

" પૂર્વાચાર્યોએ કહ્યું છે કે–" એમ કહીને, નવ ભવોનો ખ્યાલ આપતી આઠ ગાથાઓ અહીં કથાકાર પરમર્ષિએ રજૂ કરી છે. એ ઉપરથી વિચારી જુઓ કે–કથાકાર પરમર્ષિની પ્રમાણિકતા પણ કેવી નોંધપાત્ર છે? એવા સમર્થ

પણ મહાપુરૂષ, ઝટ લખી દે છે કે–' હું જે કહું છું, તે શ્રી જિનવચન મુજબ કહું છું : પૂર્વાચાર્યોનો આ પ્રવાદ છે : પૂર્વાચાર્યોએ આ કહેલું છે.' પણ તેવા મહાપુરૂષો એમ લખે અગર કહે, એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. શ્રી જિનેશ્વરદેવના શાસનને પામેલા આત્માઓ જો આવા પ્રમાણિક ન હોય, તો બીજા કોણ આવા પ્રમાણિક હોય ? જે વસ્તુ પૂર્વાચાર્યોએ કહી હોય, તે તેમના જ નામે મૂકવી જોઈએ અને ' શ્રી જિનવચનને અનુસરીને કથન કરૂં છું.'– એવું યથાર્થપણે કહેવામાં જ આત્માની ઉત્તમતા છે. હવે પૂર્વાચાર્યોએ શું કહ્યું છે, તે જોઈએ.

गुणसेण अग्गिसम्मा, सीहाऽऽणन्दा य तह पिया-उत्ता।
सिहि-जालिणि माइ-सुया,धण-धणसिरिमो य पई-भज्जा॥१॥
जय विजया य सहोयर, धरणो लच्छी य तह पई-भज्जा।
सेण विसेणा पित्तिय-उत्ता, य जम्मम्मि सत्तमए ॥२॥
गुणचन्द वाणमंतर, समराइच्च-गिरिसेणपाणो उ।
एक्कस्स तओ मोक्खो, बीयस्स अणन्तसंसारो ॥३॥
नगराइ-खिइपइट्ठं, जयउर-कोसंबि सुसम्मनयरं च।
कायन्दी मायन्दी चम्पा ओज्झा य उज्जेणी ॥४॥
गुणसेणस्सुववाओ, सोहम्म-सणंकुमार बम्भेसु।
सुक्का-ऽऽणया-ऽऽरणेसु, गेवेज्जा-णुत्तरेसुं च ॥५॥
इयरस्स उ उववाओ, विज्जुकुमारेसु होइ भावओ।
सेसो अणन्तरो उण, रयणाईसुं अहक्कमसो ॥६॥
सागरमेगं पञ्च य नव-पण्णरमेव तह य अट्ठारा।
वीसं तीसं तेत्तीस-मेव पढमस्स देवेसु ॥७॥

**देवेसु सइढपलियं, सागरतिय सत्त दस य सत्तरस ।**
**बावीसं तेत्तीसं, वीयस्स ठिई उ नरएसु ॥८॥**

આ ગાથાઓમાં અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા, પરસ્પરના યોગવાળા નવ ભવોમાં કોણ કોણ હતા, તેમનો પરસ્પર કયી કયી જાતિનો સંબંધ હતો, કયી કયી નગરીમાં તેઓ ઉત્પન્ન થયા હતા, તે તે ભવમાં મરણ પામ્યા બાદ તેઓ કયાં કયાં ગયા હતા અને ત્યાં ત્યાં તેમણે કેટલું કેટલું આયુષ્ય ભોગવ્યું હતું, એ જણાવવામાં આવ્યું છે. નવમા ભવને અન્તે, શ્રી સમરાદિત્યનો આત્મા મોક્ષને પામે છે અને ગિરિસેન ચાણ્ડાલના આત્માનો અનન્ત સંસાર થાય છે, એ પણ આમાં જણાવાયું છે.

**પ્રથમ ભવમાં :**

અવન્તિનરેશ શ્રી સમરાદિત્ય અને ગિરિસેન ચાણ્ડાલ, એ બે આત્માઓના યોગવાળા પ્રથમ ભવમાં, તે બન્ને 'ક્ષિતિપ્રતિષ્ઠિત' નામના નગરમાં ઉત્પન્ન થાય છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'ગુણસેન' નામનો રાજપુત્ર થાય છે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'અગ્નિશર્મા' નામનો પુરોહિતપુત્ર થાય છે. ગુણસેન મરીને 'સૌધર્મ' નામના પ્રથમ દેવલોકમાં જાય છે અને ત્યાં તે એક સાગરોપમના આયુષ્યને ભોગવે છે, જ્યારે અગ્નિશર્મા મરીને 'વિદ્યુત્કુમાર' નામના દેવલોકમાં જાય છે અને ત્યાં તે દોઢ પલ્યોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

**બીજા ભવમાં :**

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'જયપુર' નામના

નગરમાં ફરીથી યોગ થાય છે. અહીં તે બન્ને પિતા–પુત્ર રૂપે જન્મે છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'સિંહ' નામે પિતા બને છે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'આનંદ' નામના તેમના પુત્ર તરીકે ઉત્પન્ન થાય છે. 'સિંહ' ત્યાંથી મરીને 'સનત્કુમાર' નામના ત્રીજા દેવલોકમાં જાય છે અને ત્યાં તે પાંચ સાગરોપમના આયુષ્યને ભોગવે છે, જ્યારે 'આનંદ' ત્યાંથી મરીને 'રત્નપ્રભા' નામની પહેલી નરકમાં જાય છે અને ત્યાં તે એક સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

ત્રીજા ભવમાં :

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'કોશામ્બી' નામની નગરીમાં ફરીથી યોગ થાય છે. અહીં તે બન્ને માતા–પુત્ર રૂપે જન્મેલા છે. ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'જાલિની' નામે માતા થાય છે અને અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'શિખિકુમાર' નામનો તેણીનો પુત્ર થાય છે. 'જાલિની' ત્યાંથી મરીને 'શર્કરાપ્રભા' નામની બીજી નરકમાં જાય છે અને ત્યાં ત્રણ સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે, જ્યારે 'શિખિકુમાર' ત્યાંથી કાળધર્મને પામીને 'બ્રહ્મ' નામના પાંચમા દેવલોકમાં જાય છે અને ત્યાં તે નવ સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

ચોથા ભવમાં :

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'સુશર્મનગર'માં પાછો ફરીથી યોગ થાય છે. અહીં તેઓ પતિ–પત્ની બને છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'ધન' નામે પતિ

થાય છે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'ધનશ્રી' નામે તેની પત્ની થાય છે. 'ધન' ત્યાંથી મરીને 'શુક્ર' નામના આતમા દેવલોકમાં જાય છે અને ત્યાં પંદર સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે, જ્યારે 'ધનશ્રી' ત્યાંથી મરીને 'વાલુકાપ્રભા' નામની ત્રીજી નરકમાં જાય છે અને ત્યાં તે સાત સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

પાંચમા ભવમાં :

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'કાકન્દી' નામની નગરીમાં પાંચમી વાર યોગ થાય છે અને ત્યાં તે બન્ને એક-બીજાના ભાઈ તરીકે જન્મે છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'જય' નામે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'વિજય' નામે, એમ એક જ પિતાના પુત્રો તરીકે તે બન્ને ઉત્પન્ન થાય છે. 'જય' ત્યાંથી મરીને નવમા 'આનત' નામના દેવલોકમાં જાય છે અને ત્યાં અઢાર સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે, જ્યારે 'વિજય' ત્યાંથી મરીને 'પંકપ્રભા' નામની ચોથી નરકમાં જાય છે અને ત્યાં તે દશ સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

છઠ્ઠા ભવમાં :

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'માકન્દી' નામની નગરીમાં છઠ્ઠી વાર યોગ થાય છે અને તે બન્ને ચોથા ભવની માફક ફેર પતિ-પત્ની બને છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'ધરણ' નામે પતિ બને છે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'લક્ષ્મી' નામે તેમની પત્ની

બને છે. 'ધરણ' ત્યાંથી મરીને અગિયારમા 'આરણ' નામના દેવલોકમાં જાય છે અને ત્યાં તે વીસ સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે, જ્યારે 'લક્ષ્મી' ત્યાંથી મરીને 'ધુમપ્રભા' નામની પાંચમી નરકમાં જાય છે અને ત્યાં તે સત્તર સાગરોપમની આયુષ્યસ્થિતિને ભોગવે છે.

સાતમા ભવમાં :

આ પછીથી, તે બન્ને આત્માઓનો 'ચમ્પા' નામની નગરીમાં સાતમી વાર યોગ થાય છે અને ત્યાં તેઓ કાકા-કાકાના દીકરા ભાઈ તરીકે જન્મે છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'સેન' નામે અને ગિરિસેન ચાણ્ડાલ-નો આત્મા 'વિસેન' નામે ઉત્પન્ન થાય છે. 'સેન' ત્યાંથી મરીને 'ગ્રૈવેયક' નામના દેવલોકમાં જાય છે અને ત્યાં ત્રીસ સાગરોપમની આયુષ્યસ્થિતિને તે ભોગવે છે, જ્યારે 'વિસેન' ત્યાંથી મરીને 'તમપ્રભા' નામની છઠ્ઠી નરકમાં જાય છે અને ત્યાં તે બાવીસ સાગરોપમની આયુષ્ય-સ્થિતિને ભોગવે છે.

આઠમા ભવમાં :

આ પછીથી, તે બન્નેય આત્માઓનો 'અયોધ્યા' નામની નગરીમાં આઠમી વાર યોગ થાય છે. અવન્તિપતિ શ્રી સમરાદિત્યનો આત્મા 'ગુણચંદ્ર' નામે રાજપુત્ર તરીકે જન્મે છે અને ગિરિસેન ચાણ્ડાલનો આત્મા 'વાણુવ્યંતર' નામે વિદ્યાધર તરીકે જન્મે છે. રાજપુત્ર 'ગુણચંદ્ર' ત્યાંથી મરીને 'અનુત્તર' નામના દેવલોકમાં જાય છે અને ત્યાં

તેત્રીસ સાગરોપમની આયુષ્યસ્થિતિને તે ભોગવે છે, જ્યારે વિદ્યાધર 'વાણવ્યન્તર' ત્યાંથી મરીને 'તમતમાપ્રભા' નામની સાતમી નરકે જાય છે અને ત્યા તેત્રીસ સાગરોપમની આયુસ્થિતિને તે ભોગવે છે

નવમા ભવમા :

ત્યા, પોતપોતાનુ આયુષ્ય પૂર્ણ કરીને, તે બન્નેય 'ઉજ્જયિની' નામની નગરી, કે જે 'અવન્તિ' તરીકે પણ ઓળખાય છે, તેમા ઉત્પન્ન થાય છે એક શ્રી 'સમરાદિત્ય' નામે અવન્તિપતિ બને છે અને બીજો 'ગિરિસેન' નામે ચાણ્ડાલ તરીકે ઉત્પન્ન થાય છે આ ભવમા ગિરિસેન ચાણ્ડાલે કરેલા ઉપસર્ગને સહન કર્યા પછીથી, શ્રી સમરાદિત્યને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે અને આયુષ્ય પૂર્ણ થયે તેઓ મુક્તિસુખના ભોક્તા બને છે, જ્યારે ગિરિસેન ચાણ્ડાલ પોતે કરેલા પાપકર્મોના યોગે અનત સસારના રૂલનારો બને છે! અર્થાત્-આરાધકને જ્યારે પરિણામે મોક્ષ મળે છે, ત્યારે વિરાધક પરિણામે અનત સસારને પામે છે

ભૂમિકાનો ઉપસહાર :

પરસ્પરના યોગવાળા નવ ભવોને અગે, પૂજ્ય પૂર્વાચાર્ય પરમર્ષિઓના કથનને જણાવ્યા બાદ, હવે કથાકાર પરમર્ષિ આ કથાની ભૂમિકાનો ઉપસહાર કરતા ફરમાવે છે-

'एवमेयाओ चरियसंगहणिगाहाओ। संपर पयासि चेव गुरुवपसाणुसारेण वित्थरेण भावत्थो कहिज्जइ-"

કથાકાર પરમર્ષિએ આ સ્થળે જણાવેલી અને પૂર્વાચાર્ય પરમર્ષિઓએ રચેલી ગાથાઓ ટાંકી છે તથા

આપણે વિચારી ગયા છીએ. આ ચરિતના સંગ્રહગાથાઓમાં જણાવેલી આ વસ્તુને, ભાવાર્થથી, કથાકાર પરમર્ષિ ગુરુના ઉપદેશ મુજબ વિસ્તારપૂર્વક કહેવાના છે. આ રીતિએ આ કથાની ભૂમિકા પૂર્ણ થાય છે.

કથાકાર પરમર્ષિએ આ કથાની ભૂમિકામાં પણ ઘણી ઘણી જાણવા જેવી, વિચારવા જેવી અને જીવનમાં ઉતારવા જેવી વસ્તુઓને જણાવી છે. આ બધી વસ્તુઓનો જો સુયોગ્યપણે ઉપયોગ કરાય, તો જ આ શ્રવણ વસ્તુતઃ ફળ્યું કહેવાય. આપણે શ્રી જિનેશ્વરદેવોની ચાર આજ્ઞાઓનો અમલ કરવાને માટે તત્પર બનવું જોઈએ : એ ચાર આજ્ઞાઓના અમલને માટે ધર્મકથાની આસક્તિ કેળવવી જોઈએ : અને, વિરાધનાથી બચાય તથા આરાધનામાં અપ્રમાદી બનાય, એ માટે પ્રયત્નશીલ બનવું જોઈએ. આરાધક આત્મા આરાધનાના યોગે આ સંસારમાં પણ ઘણી ઘણી ઉત્તમ સામગ્રીને પામે છે અને અન્તે મોક્ષસુખને મેળવે છે : જ્યારે વિરાધક આત્મા અનાદિ અનંત એવા આ સંસારમાં રૂલવાના કર્મને ઉપાર્જે છે. આ વસ્તુને ધ્યાનમાં રાખીને, કલ્યાણના અર્થી આત્માઓએ, મોક્ષના ધ્યેયથી શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબ ધર્મની આરાધના કરવાને તત્પર બનવું જોઈએ.

આ કથાનું શ્રવણ એવી રીતિએ કરવું જોઈએ, કે જેના પરિણામે આપણો આત્મા સંવેગરસમાં ઝીલતો બને. સૌ સંવેગરસમાં ઝીલતા બનો અને મોક્ષમાર્ગની આરાધના કરીને મોક્ષસુખને પામો—એ જ એક પુણ્યાભિલાષા.